# પારસી પાદશાહોની તવારીખ

યાને

## કદીમ ઈરાન દેશના પારસી લોકોના પાદશાહો તથા તેઓને લગતી બીજી બાબતોનો એહેવાલ.

ઘણીએક અગતની બાબતોના ખોલાસા તથા ઈઅરો-પીઅંન ગરંથકારોનાં મતો અને શાહદતો સાથેનો.

અમીર ફીરદોસી તુસીનાં શાહનામાંના આધાર-થી ઉપજાવનાર અથવા તરજુમો કરનાર

"મંનસુખ"

તે

[illegible] જંદ અવસતા, પરીનસ આલબરટ, [illegible]
[illegible]ની રીતી, પારસીઓના ચારા વીશે તકરાર, સર
[illegible] બારોનેટ, કાઉન્ટ ગોબીનોએ બનાવેલી ખીલા-
ના હરફો વાચવાની રીતનો તરજુમો, મુનતખબે
શાહનામે, શેર ને સટાબાજી, નામસતાએસને,
શાહીન નદીનાં ગીતો, મનસુખી મનાજાત
તથા અરજ ગુજારી. અને ગુજરાતી
શાહનામું, નામનાં પુસ્તકો
બનાવનાર

મી૦ મનચેરજી કાવસજી શાપુરજી.

## ભાગ તરીજો.

મુંબઈ મધ્યે:
ન્હા. રૂ. રાણીનાના યુનિયન પ્રેસમાં છાપીઉં.

આગસ્ટ સને ૧૮૮૨.

(કીમત રૂ ૨ાા દોહોડ.)

# પારસી પાદશાહોની તવારીખ

ઈઆને

## કદીમ ઈરાન દેશના પારસી લોકોના પાદશાહો તથા તેઓને લગતી બીજી બાબતોનો એહેવાલ.

ઘણીએક અગતની બાબતોના ખોલાસા તથા ઈઅરોપીઅંન ગરંથકારોનાં મતો અને શાહદતો સાથેનો.

અસલ શાએર ફીરદોસી તુસીનાં શાહાનામાંના આધાર ઉપરથી ઉપજાવનાર અથવા તરજુમો કરનાર.


"મંનસુખ"

તે

ગંજનામું, એહવાલે જંદ અવસતા, પરીનસ આલબરટ, જંમશીદી નઓરૂજ, બેત રીતી, પારસીઓના ધારા વીશે તકરાર, સર જંમશેદજી બારોનેટ, કાંઉનટ ગોબીનોએ બનાવેલી ખીલા-રોકા હરફો વાંચવાની રીતનો તરજુમો, મુનતખબે શાહનામે, શેર ને સટાબાજી, નામસતાએસને, રાહીન નદીનાં ગીતો, મનસુખી મનાજાત તથા અરજ ગુજારી, અને ગુજરાતી શાહનામું, નામનાં પુસતકો બનાવનાર

**મી૰ મનચેરજી કાવસજી શાપુરજી.**


---

## ભાગ તરીજો.

---


મુંબઈ મધ્યે;

ન્હા. ર. રાણીનાના યુનિયન પ્રેસમાં છાપીછે.

આગસ્ટ સને ૧૮૮૨.

(કીમત રૂ ૧॥ દોહોડ.)

# THE HISTORY

## OF THE ANCIENT KINGS OF THE PARSEES,

**TRANSLATED INTO GUJARATI PROSE.**

FROM

**Firdousee's Shah Nameh,**

WITH COPIOUS EXPLANATORY NOTES &c.

BY



"MUNSOOKH."

*Alias*

MR. MUNCHERJEE COWASJEE SHAPOORJEE

**AUTHOR OF**

GUNZ-NAMEH,—HAYVALAIZEND AVASTA,—JUMSHIDE NOUROOZ,—PRINCE ALBERT,—BAIT RITTEE,—DISCUSSION ON THE PARSI LAWS,—SIR JAMSHEDJI BARONET,—TRANSLATION OF COUNT GOBINEAU'S METHOD OF READING CUNEIFORM TEXTS,—MOONTUKHABA SHAH NAMEH,—SHARES' SUTTABAJEE,—NAMSATAYESHNE,—RHYNE SONG,—MUNNAJAT AND URZ-GOOJAREE, AND GUJARATI SHAH NAMEH.

---

**VOL 3.**

---

*Bombay August* 1882.

PRINTED BY N. R. RÁNINÁ AT THE UNION PRESS.

---



---

*( Price Rs. One and Half. )*

શેઠ દીનશાજી માણેકજી પીટીટ જે. પી.

રસીની પંચાએતના મેમબર તથા પારસીની કોમના એક
મોહટા બાહોશ તથા સખી અને પરોપકારી ગરહસથને,

આ ઉપયોગી પુસતક,

હીનદોસતાન ખાતેના તેવણુના હંમજાતીઓમાં, આગલા
જમાનાના પારસી પાદશાહો અને ઈરાનના મુલકની
તવારીખના બનાવોના ગનેઆનનો વધારો અને
સુધારો થએલો જોવાની ખાહેશ
ધરાવાને માટે,

એના બનાવનારે મોહટી નમંનતાઈ અને માન સાથે

અરપણ કરીઊંછે.

TO

# ..AW MANECKJEE PETIT ESQUIRE, J. P.

MEMBER OF THE PARSEE PUNCHAYET,

A MOST INTELLIGENT,—GENEROUS AND BENEVOLENT
GENTLEMAN OF THE PARSEE COMMUNITY,

## THIS ATTEMPT,

IMPROVE THE KNOWLEDGE OF HIS FELLOW BRETHREN

*The Zoroastrians of India,*

HE HISTORY OF THEIR ANCIENT KINGS AND COUNTRIES &c.

## OF IRAN,

Is humbly and respectfully inscribed

BY

THE TRANSLATOR.

*mbay August* 1882.



# પારસી પાદશાહોની તવારીખ.

ઇઆને

પારસી લોકોના પાદશાહો અને તેઓના આગલા નેઆ-
ગાનોનાં કામકાજો તથા લડાઇઓ તથા કીરતી અને
જાહોજલાલી અને બીજા દીલકશ અને વાંચવા
લાએક બનાવોનું તવારીખ નામું, અગતની
અને ભરમ ભરેલી બાબતો વીશેનાં
ખોલાસાઓ સાથેનું.

## ભાગ તરીજો.

મીનોચેર પાદશાહ ઇરાંનનાં તખત ઉપર બેઠો,
તથા કેઆંની પાદશાહોના ભલી રીત મુજબ
તેણે રાજ ચલાવાનું શરૂ કીધું, અને
પોતાની રઇઅતને તથા સરદારો અને
રાજાઓને કેટલોએક ખોલાસો કહી
સંભલાવેઓ હતો તે વીશે.

તખત ઉપર બીરાજવાની કીરીઆને દીને, મીનોચેહર દરબારમાં આવેઓ અને પોતાનાં માંથાંની ઉપર કેઆંની તાજ મુકીઓ. પોતાની રૂડી ચાલથી અને રાસતી ઇનસાફથી જાસતી અને બદીનાં કામોના અટ-

કાવ કરવાના તથા પાપી અને ગુમરાહ લોકોને સારે રસતે ઉતારવાના બંદોબસતો કીધા. ઇરાંનનાં મુલકનાં તેમજ બીજા દેશોનાં પેહલવાંનો અને અમલદારો તેની હજુરમાં ભેગા થએઆ, અને પોતાની તરફની તાબેદારીનાં સર નમાવીને તે પાદશાહ ઉપર સરેશતા મુજબની દુઆ આફ્રીન કીધી. તખતનશીન થવાનું કામ કાએદા મુજબનુ સરઅંજામ પોહતા બાદ, સખાવત તથા નેકી અને દાદખાહી તરફ તે પાદશાહે પોતાનો દસત લંબાવેઓ, અને મોટી નેકનામી તથા વાખવાખી હાંસલ કીધી. તમામ આલમનાં લોકો આગલ પોતાનાં અમલ વીશેની ખબર આપતાં એ પાદશાહે ખોલલી રીતે એમ જાહેર કરીઊં હતું કે,—હાલ હું આએ તખત ઉપર સવાર થએઓ છેઊં, તેથી કેહર તથા મેહર અને લડાઈ તથા સુલેહ સંપજનાં કામકાજે બજાવાની લગામ માહરે હાત આવીછે. તેજ મોસાલે અદાલતનાં તથા દીનઆંઇનને લગનાં અને ઇઅજદાંતાલાની રાહ રીતીને લગતાં કામકાજોનો ફેલાવો કરવાની ફરજબી માહરેજ સર ઉતરીછે. આએ ફરતો આકાસ ગોઆ હાલ માહરો દોસત થએઓછે, અને આએ જમીન એક બંદા તરીકે માહરી ફરમાનબરદારી કરનાર બનીછે. તમામ બીજા રાજાઓ અને સરદારોના સર માહરા હાથમાં શેકારો તરીકે આવાંછે. આતશપેરે ગરમીથી લડાઇનો ઉઠાવનાર, તથા સીહા રાતની વખતે શબેખુનનો કરનાર હું બનેઓ છેઊં. તેજી તલવારનો ઉઠાવનાર તથા જરરીન જુટીનો પેકડનારો છેઊં. ગાવીઆંનો જુંહુંડો ઉઠાવીને માહરા પરાંણનો કંઇબી દરકાર રાખેઆ વગર કીનો લેવાને મેદાંન પરવાની હું હીંમત ધરાઊં છેઊં. મીજલસ મધેનાં લાએક ગરહસથો કીજે ખરી સખાવતનાં હાત હું સદા ખોલલા રાખશ, અને વાજબી તથા અદલ અમલ ચલાવીને બદી કરનારને ઘટતી સજા કરવા વીશે માહરા જીગરનો તાબ હું હરદમ સાચવી રાખસ. એટલી બધી અને એવી માહભારત સતા ધરાવેઆ છતાં હું પોતે તે પાક પરવરદેગારનો એક મોસકીનમાં મોસકીન બંદો છેઊં, તેથી પુર નમંતાઈ અને ઓજરખાહી સાથે હું તેને નમતો રેહું છઊં, અને તેની બંદગી તથા સેતાએસમાં માહરૂં તન અને મન મશગુલ રાખું છેઊં. પેલા ભલા પાદશાહ ફરેદુનની તેમજ

આગલા ઈરાંની નેઆગાનોનીજ રીત રસમ મુજબ હું માહરૂં રાજ ચલાવીશ, અને તેથી આએ આખી પુરથવીનાં સાત ખંડો ઉપર વસનારા લોકો મધેથી જે શખસો ભલી દીનથી પોતાનું એકીન ફેરવોને, બદકારીમાં શામેલ થશે તેઓને, તથા ગરીબ અને નાચારબેચાર લોકો ઉપર જાસતી ગુજારશે તેઓને સખત સજાએ પોંહચાડીશ. જે શખસો પોતાની પાસે ખજાંનો ધરાવતાં છતાં ખરા મુફલેસ લોકોની દાદખાહી નહીં કરશે તેઓ ઉપર તથા જે શખસો દીનઆંઈન ઉપર ઈમાંન રાખવા વગર કાફરી તરીકા ઉપર ચાલશે તેઓ ઉપર માહારો પોતાનો તેમજ તે બુજરગ ખોદાતાલાનો મોટો ધીકાર રેહેશે.*

એ મુજબનાં સખુનો પાદશાહ મીનોચેરને મોહડેથી સાંભલીને તમામ દાનાવોએ તથા અમીર ઉમરાઓએ પોતાનાં સરો નીચાં કરીને તેની ઉપર દુઆ કીધી હતી, અને તેની પાદશાહી સતા એકમતેથી કબુલ મનજુર રાખી હતી. એ મીજલસનાં બુજરગો મધેથી **સામ** નામનો પેહલવાંન ઉઠી ઉભો થાએઓ હતો, અને પાદશાહને એમ કહી સંભલાવીઊ હતું કે: એ દીનદાર અને રાસતીનાં ચાહનાર પાદશાહ, આએ

---

* એ મીનોચેહર પાદશાહ ઘણોજ નેક અને ખુબીવંતો હતો, એહવું સઘલા નામીચા તવારીખકરતાઓ એક આવાજથી કબુલ રાખી ગીઆછે. ૧૨૦) વરસો તલક એહની પાદશાહીનો દોર ચાલીઓ હતો. અને સાંમ નામનો પેહલવાન અને દાનાવ વજીર એ પાદશાહને મસલહતનો આપનારો અને દુશમનો સાથે લડાઈનો કરનારો હતો, તથી મીનોચેહરનું રાજ ઘણું આબાદ થાઈઊ હતું. ગરીક અથવા યુનાની ગરંથકારો એ પાદશાહને "મેનદુસીસ"નાં નામથી જણાવી ગીઆછે એમ "સર જાન મલકમ" નામનો નામીચો તવારીખ લખનાર કેહછે, પણ વલી હાલના જમાનાનાં બીજા નવા ગરંથકારો કેહેછે કે એ "મેનદુસીસ" તે તદન જુદોજ અને પાછલા વખતનો ઈરાંની પાદશાહ હતો અને મીનોચેહર તે કદીમ જમાનાંનો જુદો પાદશાહ હતો.

ઈરાંનનાં શાહનશાહનાં ફરમાનો કીજે હું માહરી ગરદન ખરી તાબેદારીમાં નીચી વાલેલી રાખીશ, અને એ શાહનશાહતની સેવા બજાવા કીજે હું માહરી તલવાર સદા ખોલલી રાખીશ.

પસંદછે મહને તાહરી રાસતીજ તમામ,
પાદશાહજ હતા તાહરા વડવા નેકનામ.
જંગીઓની સફમાં તું છે જેમ એક સહીં,
આબાદ રેહજે તુંથી આ ઈરાંનની શાહી.
રેહજો તાહરાં તન- જાંતને રબ નગેહદાર,
દીલ રેહજો ખુશાલ—ને બખત બીદાર.
થજો જગને જમાંને તુજ પાંઉંની ખાક,
બેઠક તાહરી રેહજો આએ તખતજ ખાસ.
ધોઈચ સારી દુનીઆંને તલવારથીજ તેં,
હવે હશી-ખુશી ભર આરામ તું લે.
હવે પછે લડવાનું છે માહરેંજ કામ,
છે તુજ ખાતર તખત ને મીજલસ તમામ.
હતા માહરા નેઆગાને જાતેજ પેહેલાંન,
ઈરાંનનાં કુલ શાહોનાં ખાસ નગેહબાન.
ફરસ હું આએ દુનીઆંની કુલ આસપાસ,
પકરરા દુશમનને જો હશે કોઈ ખાસ.
છેઉં તું જેવા શાહની ખીદમતમાં તઈઆર,
મુદઈ કીજેજ બાંધીચ કમર ઓસતવાર.
કીધી તેઆરે સામ પર,-શાહે આફરીન,
આપેઓ તેને સરપાવ,- ગોહર ને નગીન.
એ બાદ ગીઓ સામ તે મીજલસની બાહર,
તેની પાછલ ઉઠેઆ કુલ સુબા-સરદાર.



**સામ નામનાં મીનોચેહર પાદશાહનાં મોટા વજીર અને પેહલવાનને પેટે "જાલ" નામનો એક બેટો થઓ તેનાં બદન ઉપર સપેત બાલ હતા તેથી તે બાલકને તેણે પાહડ ઉપર નખાવી દીધું હતું તેને લગતી તથા બીજી બીનાં વીશે.**

આએ જગોએ પાદશાહ મીનોચેહરનાં અમલમાં બનેલા એક અજાએબ જેવા બનાવનુ બેઆંન કરવામાં આવેછે.

કેહુંચ હવે હું એક અજબ દાસતાંન,
બુજરગોથી સાંભલુંછે મેં જેનુ બેઆંન.
તે વાત પર તું કર એ બેટા નેગાહ,
જો ફરતા જમાંનાંની રીત અને રાહ.

સામ પેહલવાંન પોતાને પેટે એકુ ફરજંદ થાએલું જોવાને અતી ઘણો ઇનતેજાર હતો, તેથી ખોદાતાલા પાસે રાત દાહડો તે બાબેનો તે દુઆ માંગતો હતો. તેનાં જનાંનાંની એક ઓરત હમેલદાર જણાઈ હતી અને તેથી તે ઘણો ખુશી થાએઓ. તે બાંનુએ એક પુતરનો જનમ આપેઓ, જેનો ચેહરો ઘણોજ જહલકાટ ભરેલો હતો, પણ તેનાં આખાં બદન ઉપર જીહીનાં જીહીનાં સપેત બાલની રૂવાંટી હતી. એવી અજાએબ જેવી હાલતનુ બાલક જોઇને તેનાં જનાંનાં મધેની કોઈબી બાંનુની હીમત નહી ચાલી સકી કે તે પુતરનાં જનમની વાત સામ પેહલવાંનની આગલ કહી સંભલાવે. એ બનાવને એક હફતો ગુજરી ગીઆ બાદ એક દાસીએ તે બાબેની ખરેખરી ખબર સામને આપી.

છે સહીં જેવાં દીલનો તે પેહલવાંન બચો,
બચગીમાંથીજ દીસેચ તે પુરો પકો.

રૂપાં સરખું તંન, ને રૂપ તેનુ છે બેહરાત,
નથી તેમાં એકણી બોરખાંપન કંઈ નેહસત.
પણ છે તેનાં તન ઉપર ફુલ સપેત બાલ,
એવીજ રીતનુ સરજીઉંચ તાહરૂં એક બાલ.*

---

* દાંનાવ વાંચનારાઓએ જાંણવું જોઇએછે કે એવા બનાવો દરએક જમાંનાંમાં અને દરએક દેશમાં બનતા આવાછે; તેથી "જાલ"નાં બદન ઉપરણી સપેત બાલો હશે તેમાં કંઇણી શક જાણવો નહી. આએ જમાનામાંણી આપરે એહવા ઘણા તાઅજુબી ભરેલા બનાવો નજરે જોઇએછે, તથા કાને સાંભળીએછે. પાછલા જમાનાના ગરંથકારોએણી એહવા બનાવોની નોંધો પોતાના પુસતકોમાં જણાવીછે—તેમાં "અરીસટોટલ" (Aristotle) નામના એક ઘણાજ નામીચા રૂમી ફીલસુફે જે વીગતો જણાવીછે, તેમાંથી **જાલેજર**નાં શરીર ઉપરનાં બાલોને એકમલતી એક હકીકતનું બેઆન એ ફીલસુફે જણાવીછે, તે આગતનું ધારીને અતરે ટાંકી દેખાડીએછે. એહવી કઢંગી સુરત અને આકારનાં બચાઓને જેમ **સામેસવારે** દેવની અને સેતાનની તોખંમના ગણીઆં હતાં અને ઘણોજ દલગીર થએઓ હતો, તેમજ "અરીસટોટલ"ના અને તેની પછેના જમાનામાંણી ગણાતું હતું તે વીશેનો "અરીસટોટલ"નાં સખુનોનો અસલ ફકરો આ મુજબનો છેઃ—

"The joyful anticipations of parental love, are sometimes sadly blighted by the birth of a child. That which under ordinary circumstances is the occasion of unspeakable delight, is turned into sorrowful complaint. They gaze on their little one the pledge of love—but it is with aching hearts. Their child is not like other children. It is malformed, worse still, it seems to have but little vestige of humanity—they dread to speak the word, for it is their child—but their child is a monster."

"The physiological reason for such monstrous births does not properly come within the scope if our subject. Accounts of various eccentricities of nature have been preserved, which show us that at various times creatures have been born unlike their parents, or the race to which they belong, in some striking particulars; these have been not inappropriately designated monsters."

તે દાશીએ શાંમ પેહલવાંનને વળી હેવું સહમજાવીઉં કે હેવા આકારનો પુતર તે ખોદાતાલાએજ તુંને બખશેઓછે વાસતે તે બક્ષેશ

---

– "Old historians tell us of a monster which was born at Revenna, in Italy, about the year 1512, which instead of having arms had wings expanded with sundry curious marks on its body."

"Another monster, mentioned by credible authorities, is that of a child covered from head to foot with hair. What rendered it the more frightful was, that its eyes were placed where its mouth should be, and its mouth in the chin. It was a male and was born at Arles in Provence, about the year 1597. It lived only a few days. It was regarded by the superstitious as a fore-runner of those desolations which some-time after happened to that kingdom—"where men to each other were more like beasts than human creatures."

"Where children thus are born with *hairy coats*,
Heaven's wrath unto the kingdom, it denotes."

એજ પરમાણેની બીજી અજાએબ જેવી હકીકતો ખરાં પીકચરો અને નામનારાંન તથા તેરીખ વાર શાહે "અરીસટોટલ" જાહેર કીધીછે. પણ ઉપલા અંગરેજી ફકરામાં "અરીસટોટલે"જે લખ્યુંછે તેની ખરી મતલબ હમારા ગુજરાતી વાંચનારાઓનાં ધેઆંનમાં ઉતારવા કાજે તેનો ખોલાસાવાર ગુજરાતી તરજુમો આતરે દાખલ કરવાને ઘટતું વીચારીએ છઇએ. એ ફીલસુફે આપણને એમ સમજાવીઉ છે કેઃ—

"પોતાને તાંહાં બચાંની પેદાશ થવાની હરખ ભરેલી ઉમેદમાં કોઈ કોઈ વખતે મા–બાપોને ઘણા મોટા સંતાપમાં અથવા નીરાશીમાં પડવું પડેછે. સાધારણ રીતે જે બનાવથી ઇન્સાને જેઆરે બચાં અવતરેછે તેઆરે મા–બાપોને જે નહી બેઆંન થઇ સકે એવી ખુશાલી ઉપજેછે, તેજ કારણ સર બાજે વખત તેઓને મોટા ગમમાં ગીરફતાર થવું પડેછે. તેવું બચું પોતાની મોહબતની અસરથીજ પેદા થાએલું તેઓ જાણેછે ખરા, પણ તે જોતી વખતે તેઓનાં હઇઆં ઘણાં દુખ પાંમેછે. સબબ કે તે બચું બીજાં ઇનસાન જાદાનાં બચાંનાં જેવું નથી હોતું. તે બચું બેડોલ આકારનું થાયછે એટલુંજ નહીં, પણ તેનામાં ઇનસાંનીયતપણાંનું–

ધીરજથી અને સંતોશથી તાહરે કબુલ રાખવી જોઇએછે અને કંઈબી રીતે નાઉમેદ થવું જોઇતું નથી. એટલું સાંભળતાંજ તે પેહલવાંન

---

—રૂપની જાહજું દીસતું નથી, તેઆરે તેહને પોતાનાં બચાં તરીકે ગણવાના શબદો બોલવાનેબી તેઓ બીહેછે, શબબ કે જો કે તે તેઓનું બચુંછે તોપણ તે બચું ગોયા કોઈ રાખશના જેહવું અવતરેલું હોયછે.

હેવાં રાક્ષસી આકારવાળાં બચાંનો જનમ કેમ થાયછે તેનો કંઈબી શબબ ફીલસુફીની રાહે અતરે સહમજાવી શકાતો નથી. કુદરતી રીત કરતાંને ઘણી આડી અથવા કઢંગી રીતનાં જે જનમો થયાછે તેના જુદા જુદા દાખલઓ જે મળેઆછે અને જે સંભાળથી નોધી રાખેઆમાં આવેઆછે તે ઉપરથી હેવું જાણેઆમાં આવીઉછે કે ઘણી વેળા અને જુદી જુદી વખતે પોતાનાં માબાપોના આકારને નહીં મળતાં આવે હેવાં બચાંના જનમો થયાછે અને તેટલા કીજે રાક્ષસી આકારનાં બચાંઓનાં નાંમ નીશાંન જે તેઓને આપેઆમાં આવેઆંછે તે બરોબરજછે.

ઇટલીના મુલકનાં "રેવેના" નામનાં શેહેરમાં ઈ° સ° ૧૫૧૨ નાં સાલમાં રાક્ષસી આકારનું એક બચું જનમીઉં હતું તે વીશે આગળા તવારીખ લખનારાઓ હેવું જણાવી ગયાછે કે તેહના બે હાથોની જગોએ ઓલ્લી કીધેલી બે પાંખો વળગેલી હતીઓ અને તેનાં બદનની ઉપર કેટલીએક અજાયબ રીતની નીશાંનીઓ અથવા ડાગો હતા.

વળી એક બીજાં તવારીખ પુસતકમાં ભરોશો રાખવાજોગ રીતનું હેવું લખાંણ કરેઆમાં આવીઉંછે કે તે જમાનામાં એક બીજું રાક્ષસી બચું હેવું જનમીઉં હતું કે જે પગથી તે માથાં સુધી તદન બાલોથી ભરેલું હતું. વળી એ બચાંનો દેખાવ વધારે ભય ભરેલો એટલાકીજે લાગતો હતો કે ડ્યાં તેહનું મોહડું જોઈએ તે જગાપર તેહની બેઉ આંખો હતી અને દાહડીની જગા આગળ તેનું મોહડું હતું. એ બચું ઈ° સ° ૧૫૯૭ નાં સાલમા "પરોવેનસ" નામનાં પરગણાંનાં "આરલેસ" ગામમાં જનમીઉં હતું અને તે જાતે છોકરો હતો. એ છોકરો થોડાજ દીવસો તલક જીવીને મરણ પાંમો હતો. હેવા આકારના છોકરાના જનમથી તાંહનાં લોકોએ કોઈ મોટાં આફત પડવાની અગમચેતીની ઈધાંણી ગણી હતી કે જે આફતો તે મુલકમાં થોડાજ વખત પછી પડી હતી—

જનાંનખાનાંના ઓરડામાં ગયો અને એક ઝઈફ અથવા બુધા દેખાવના જેહવો તે પુતર જોયો કે જેહવો આકાર કોઈએ નજરે જોયો કે

---

—અને તે મુલક વેરાંન થઈ ગયો હતો, શાબબકે તે પછે એ દેશનાં લોકોએ એક બીજા તરફ ઇનસાંન તરીકેની નહીં પણ દરનડાં હેવાંનો તરીકેની ચાલચલણ ચલાવી હતી અને સઘળી પાયમાલી કરી હતી. એ ઉપરથી એક કવી હેવો એક બેત લખી ગયોછે કેઃ—

"જાંહાં હેવા બાલોથી ભરેલાં બચાંઓનો જનમ થાયછે,
તાંહાં તે ખોદાતાલાનો કેહેર ઉતરેલો સહમજાયછે"

વલી "વાલટેર" (Volteire) નામનાં ફરેનચ ફીલસુફે જે વીગતો જણાવીછે તેબી કંઈ ઓછી એચંમબા ભરેલી નથી. તેમાંનો કંઇક સાર નીચે લખ્યા મુજબનો છે.—

"The definition of monsters is more difficult than is generally imagined. There are monsters through defect. I have seen a man who never had a tooth. There are monsters by excess as well as by defect. I once saw, at a fair, a young woman with four nipples or rather dugs, and what resembled the tail of a cow hanging down between them. She was decidedly a monster when she displayed her neck, but was rather an agreeable woman in appearance when she concealed it."

"But what would you say of so many montrosities arising from the addition of parts of animals of a totally different species? How would you explain a crab on the neck of a girl? Or the tail of a rat upon the thigh? Or above all, the four dugs and tail of a cow, which was exhibited at the fair at St. Germain? You would be reduced to the supposition, that the unfortunate woman's mother belonged to the very extraordinary family of Pasiphae."

ફરેન્ચ ફીલસુફ "વાલટેર"ના લખેલા ઉપલા અંગરેજી ફકરાનો ગુજરાતી સાર નીચે મુજબનો છેઃ—

"રાક્ષસી આકરનાં બચાંઓના જનમનો ખોલાસો મેલવવાનું કાંમ જેમ લોકો ધારેછે તેમ સેહેલ નથી પણ ઘણું મુશકેલછે. બદનના ભાગની—

કાંને સાંભળેઓબી નહીં હતો. તેનું મોહડું હીંગરાના સરખું તદન લાલ હતું પણ તેના બાલ બરફના સરખા સફેદ હતા. હેવા દેખાવનો પુતર જોઇને તેની સઘળી આશા ભરટ થઈ અને દુનીઆંનાં લોકો તેહની તરફ ઘણી તાંણાજાંનીના સખુંનો બોલશે હેવું સહમજીને તે ઘણો બીધો.

ઊંચું કીધું સર તેણે આકાશ તરફ,
ફરીઆદ કરી બોલીઓ રબ પાસ આ હરફ.

---

—કોઇક ખાંમીથી કોઈ બચું રાક્ષી આકારનું લાગેછે. મેં એક હેવા માણસને જોયો હતો કે જેનાં મોહડાંમાં દાંતોજ બીલકુલ નહીં હતા. વળી જેમ બદનના સાંધામાં ઘટાડો થયાથી તેમજ કોઈ પરકારનો વધારો થયાથીબી રાક્ષસી ડાલ દીશેછે. એક જાતરાના તમાસામાં મેં એક હેવી અસતરી જોઈ હતી કે જેને બે થાંન અથવા આંચરને બદલે ચાર આંચરો હતાં અને વળી તે આંચરોની વચે ગાયની પુછડીને મળતું એક પુછડું લકટતું હતું. જ્યારે તે અસતરી પોતાની ગરદન ખોલ્લી મેળતી હતી તેઆરે તે ખરેખર એક રાક્ષસના જેહવી બીહામણી લાગતી હતી, પણ જ્યારે તે પોતાની ગરદન ધાંકેલી રાખતી હતી તેઆરે એક પસંદ પડવાજોગ અસતરી તરીકેનું તેનું ડાલ દીસતું હતું.

પણ, તદનજ જુદી જુદી જાતનાં અને જુદી જુદી તરેહનાં જાંનવરોનાં અવયવો અથવા ભાગોથી ભરેલાં, હેવાં ઇનસાંનો જ્યારે નજરે પડેછે તેઆરે તેવાં રાખશી અથવા ભયંકાર આકાગે વીશે આપણે શું વીચારો બાંધવા જોઇએ? ઇનસાંનની એક છોકરીની ગરદનની ઉપર કાચબાનાં ડાલનું એકુ જાંનવર વળગેલું જોવામાં આવે તેઆરે તે વીશે તમો શું બોલાસો આપી શકશો? અથવા તે છોકરીની જાંગની ઉપર ઊંદરની પુછડીના જેહવું એકુ પુછડું લટકતું દીઠામાં આવે તેઆરે તમો શું ખેઆલ કરી શકશો? એ કરતાંને સઉથી વધારે અચંબા ભરેલો પેલો એક દાખલો હેવોછે કે પેલી ચાર આંચલવાલી અસતરી પેલાં ગાયનાં પુછડાંનાં જેહવાં પુછડાં સાથે "સેંટ જરમેન"ની જાતરામાં લોકોના જોવામાં આવી હતી, તે વીશે કહી પરકારનો વીચાર બાંધી શકીએ? તમોને સેવટે આએજ એક વીચાર ઉપર આવવું જોઇએ કે તે અસતરીની માએ ઇનસાન જાતની નહી પણ કોઈ અજાએબ રીતનાં હેવાંન જાતની હોવી જોઇએ.

એ જુદાઈ ને કોતાહીને તોડનાર મજ઼દ,
છે આ જગમાં ભલાઈનીજ તાહરીથી વધ.
અગરજો મેં કીધો હોય ગુનાહ અજીમ,
અગર મેં તજી હોય ભલી દીન કદીમ.
તો માફ કર તું મને એ જગના દાદાર,
છુપી રીતે થા મુજ ગુનાહ બખ્શનાર.
સીહા મારો જીવડો ખાએચ શરમથી વલ,
ઉકલેચ મારા તનમાંનું લાલ લોહી હરપલ.
એહેરેમનના પુત જેહવુંજ છે આ બચ્ચું,
કાલી આંખને બાલછે જેમ સફેદ મોગરૂં.
શું કેહું હું જો પુછે કોઈ મને સવાલ,
કે દેવના આકારનો છે આ કોણનો બાલ?
છે બેરંગી કોઈ વાઘનું યા કોઈ પરીનું,
લાગેછે મને એથી અતીશ હીનું.

એટલું બોલી દલગીરી અને ગુશાથી તેણે પોતાનું મોહોડું મડીઉ અને તરતજ હેવો હોકમ કીધો કે તે બચાંને શેહરની બાહાર કોઈ દુરની જગાપર નાંખી દીએ. એ ઉપરથી ઘણીજ દુરની જગાપર આવેલા અલબુરૂજ નાંમના બુલંદ પાહાડનાં મથાળાં ઉપર તે બાળકને નખાવીઉં અને તે ઉપર ઘણીએક મુદત ગુજરી ગઈ. હેવી રીતે એ બાલક નાચારી અને ખોહારી ભરેલી હાલતમાં તાંહાં પડીઉં. હવે એજ પાહાડ ઉપર શીમોરગ નામનું એક પક્ષી રેહતું હતું. તેની નજરે પેલું શાંમ પેહલવાનનું બાલક પડીઉં, જેનું પાલણું સુકો પથર હતો અને જેની દયાનો ખાનાર સુકી ખાક અને હવાજ હતી. તેનાં બદનપર કંઈબી વસતર કે તેના હોઠ ઉપર એક દુધનું ટીપુંબી નહીં હતું, અને ધુલની અંદર આણીગમ પેલીગમ તરફડીઆં મારતું હતું. તેની પાસે પેલું શોમોરગ ગોઉં અને તેને પોતાંના પંજામાં પકડીને પોતાંના માલા તરફ લઈ ઉડ્યું.

સીમોરગને દીલ મુંકી ખોદાએ મેહર,
તે બચાંને ખાવા નહીં થાયું દલેર.

થાએચ જેનો યજદાંજ પોતે નગેરદાર,
કુલ જાતનાં મુદઈઓ રેહચ તાંહાં નાચાર.

શીમોરગે તે બચાંને સારી સંભાલથી રાખયું અને ઘણાંજ નાંધલાં તથા નાજુક જાંનવરોના શેકાર, પકડી લાવીને દુધને બદલે તે શેકારોનાં લોહીનાં ટીપાં તે બાલકનાં મોહડાંમાં નાંખતું હતું. હેવીજ હાલતમાં લાંબી મુદત તલક તેણે અછી રીતની પરવરશી કીધી તેથી તે બચું ઉછ-રીને ઘણું કદાવર થયું હતું.

ઉછરી મોટો થયો જેમ સરવનું ઝાડ,
કંમર પતળી કલમ,—પીઠ રૂપેરી પાહાડ.
ખબર તેની થઈ કુલ આલમમાં આશકાર,
ભલું બુરૂં નહીં રેહશે છુપાઈ જીનહાર.*

---

* "સીમુરગ" એ એક જાતનું મસત મોહટું પખશી થાએછે. જેનો તમામ આકાર બલીજ અથવા સોગીનાં જેવો હોએછે અને જે અકસર કરીને ડરામનાં બીઆબાંનોમાં અને બુલંદ પાહાડો ઉપર રેહેછે—તથા તેનો ખોરાક અકસર કરીને માસનો હોએછે અને તે એટલું તો લડાએક અને જોરમંદ હોએછે કે આખા મોટાં બકરાંઓ—તથા ગાઓ—ઢોરનાં વછેડાઓ—તથા નાંધલાં હરણો ઘણીજ સેહલાઈથી પોતાના પંજામાં પકડીને ઉડી જાએછે અને તે જાનવરોને ખાએછે તથા પોતાનાં બચાંઓનેબી તેનું ગોસ ખવાડેછે. મોહટાં ચોપગાં ઉપરબી તે સખત હોમલો કરી તે-ઓને મારેછે—તથા એ જાતનાં પખશી ઘણી લાંબી મુદત સુધી જીંદગી ભોગવેછે. એ સીમુરગની જાતનાં એક પખશીને "વીઆનાં" નામનાં શેહરમાં એક વખત પકડીને કેદ રાખીઊં હતું તે બંદીખાનામાં ૧૦૪) એક સો ને ચેઆર વરસ તલક જીવતું રહીઊં હતું, એહવી નોંધ લખા-એલીછે. એ ઉપરથી એહવું સાબેત થાએછે કે એ પખશી જેહારે રસી-આમનાં જંગલોમાં અને બુલંદ પાહાડોની ટેકરીઓ ઉપર તમામ જાતની છુટથી રેહતું હશે તાંહાં એ કરતાંબી ઘણી લાંબી હઈઆતી ભોગવતું હશે તેમાં કસો શક નથી—અને એહવીજ રીતનો એસારો ફીરદોસી જેવા બાહોસ શાએરના લખાણ ઉપરથી જણાએછે એ ઘણું અજબ જેવુંછે. "કુવીઅર" (Cuvier) નામનો પરખેઆત વીદવાન જણાવેછે કે.— —

શાંમ પેહલવાને પોતાના બેટા જાલને ખાબમાં જોયો
અને તે તેને અલબુરૂઝ પાહડ ઉપર શોધવા ગયો
તથા પોતાની તકશીર વીશે તેણે પસતાવો કરીને
ખોદા પાસે માફી માંગી, અને સેવટે પેલાં
સીમુરગે તેનો બેટો તેનાં સવાધીનમાં
પાછો આપો તે વીશે.

જમાનાની બેઢંગી ચાલચલણ જોઈને, દલગીર દીલ સાથે, એક દીન શાંમ પેહલવાંન સુતો હતો. તેહવામાં એક ખાબ તેણે હેવો જોયો કે, હીંદુસતાંનની સરહદ તરફથી, એક ઘોડેસવાર દોડતો તેની પાસે આ-

— "The Eagles inhabit mountains, and pursue birds and Quadrupeds; their wings are as long as the tail, their flight both elevated and rapid, and their courage superior to that of most other birds."

મી૦ વેબસ્ટર અને બીજાઓના પુસતકોમાં જણાવેછે કે.—

"The eagle is one of the largest species of fowls, has a keen sight, and preys on small animals, fish &c. He lives to a great age; and it is said that one died at Vienna after a confinement of a hundred and four years. He is called the king of birds."

પાછલા જમાનનાં ગરંથકારો એહવો ખોલાસો કરેછે કે જાલેજરની બરદાસત લેનાર સીમુરગ કંઈ પંખી નહી હતું પણ તેતો દુનીઆદારી તજીને ગુશેનશીન થઈ બેઠેલો એક ફીલસુફ હતો અને તે પેલા અલબુ-રજ પાહાડ ઉપર જઈ ઈનસાન જાતની વસતીથી દુર રહેલો હતો, તે ફીલસુફની નજર તે બાલક ઉપર પડી, તેણે ઉધારી મોટો કીધો, તથા હર બાબતની સારી તરબીઅત સીખવીને ઘણોજ દાનાવ અને લાએકી-વાળો કીધો હતો—તેથી પાછલા જમાનાનાં ઈરાંનના પાદશાહોની ચાકરી એક દાનાવ પરધાણ તરીકે એ જાલજરે ઘણી સારી રીતે બજાવી હતી. મી૦ ઉ૦ રાબરટસન એક જગોએ સીમુરગ નામના પખશીનાં ખોલા-સામાં જણાવેછે કે.—

વીને અચ્યબુચો ઉલો, અને તેનું બચું પેલા પાહડ ઉપર ઉધરીને ઘણું જોરાવર થયુંછે, અને તે હજી સુધી હઇઆતછે હેવી તેણે ખબર આપી.

---

— "Seemoorgh, literally thirty Fowls. Some suppose it to be the Phoenix; Meninski declares it to be the griffin; and Sir John Málcolm pronounces it to be the Rokh. This fabulous fowl, whose name implies that it was thirty times larger than any other bird, reigned as Queen on Qaf or mount Ulboorz, where she conferred with Alexander the Great, and stated in a conversation with Qurhurman "that she had lived to see seven floods, and that a perfect void succeeded each. For she was believed to be rational and endowed with the faculty of speech. And in the same manner, that an eagle nourished Achaemenes, a Persian Prince, and supported Zanymedes, a beautiful boy of Phreggia, so did the Seemoorgh on Caucasus cherish Zal, the father cf Roostum, but divesting the Seemoorgh of its fictitious character, we are told in the Dabistan, that the Seemoorgh, was a physician and a philosopher, through whose instruction "Zal became acquainted with the occult arts."

મી૰ ઉલીઅમ રોબરટસન નાંમના અંગરેજ ગરંથકારના ઉપલા અંગરેજી સખુંનોનો ખરો ખોલાસો એમ છે કે,—"સીમુરગ એટલે તીરા સીમુરગનાં કદનું અથવા વજનનું એક સીમુરગ, રાબગકે ફારસી ભારામાં "સા"ના માએનો ૩૦) તરીશાના થાયછે. બાજે ગરંથકારો એ પક્ષીને પેલાં "ફીનીકસ" નામનાં પક્ષી તરીકે ધારી ગયાછે. (આગલા જમાનાનાં લેખા અને લોકોના એતેકાદ પરમાણે એ "ફેનીકસ" પક્ષીનો જાતી ખવાસ એકાંત પાહડ અને જંગલમાં એખલુંજ રેહવાનો હતો અને જેઆરે તે મરણ પાંમતું તેઆરે તે ખુદ પોતાના બદનની ખાકમાંથીજ પાછો નવો જનમ લેતું હતું.) "મીંનીનસ્કી" નામનો લખનાર તેહને "ગરીફન" નામના જાંનવર તરીકે જણાવી ગયોછે, કે (જે જાંનવરનાં બદનના ઉપલા ભાગનો અરધો આકાર બલીલના જેહવો અને નીચેના ભાગનો અરધો આકાર સહીંના જેહવો હતો. તેને બે પાંખો હતી અને ચાર પગો હતા, અને આગલા જમાંનાના યુનાની લોકોના એતેકાદ પરમાણે, એ ગરીફીન પક્ષીને, શુનાંની અને બીજી કીમતી ખાંણોની નગેહબાંની કરવા કીજે ખોદાતાલાએ પેદા કીધું હતું. એ ગરીફીન જાનવરનો આ-—

એ મુજબનો ખાબ જોતાંજ શાંમ બીદાર થયો, અને પોતાંના સાથી શોબતીઓની મસલ્લત લીધી, તેઓએ તેને એમ સહમજાવીઊકે.—

રબનીજ બખશેશપર જે થાય નાશીપાસ,
તે નેક કાંમો બુજવાથી રેહછે નીરાસ.

---

— કાર આગલા જમાંનાના શીકાઓ અને બીજી ચીજો ઉપરબી કોતરેલો નજર આવેછે.) વલી "સર જાન માલકમ" નાંમનો તવારીખ કરતા, એ સીમુરગ પક્ષીને "રૂખ" નું નાંમ આપી ગયોછે. એ સામોરગ પખ શી જેના નામ ઉપરથી બીજાં પખશીઓના કદ કરતાંને તીસ ઘણાં મોટ-આંગવાળું હતું, તે "કોહેકાફ" અથવા અલબરૂઝ નાંમના પાહડ ઉપર ગોયા હાકમી કરતું વસતું હતું, અને આગલા ગરંથકારોના જણાવેઆ મુજબ સીકંદર પાદશાહ અથવા "એલેકઝાંડર ધી ગરેટ" સાથેબી તેને વાતચીત થઈ હતી, અને વલી "કરહરમાંન" સાથે થએલી વાતચીતમાં, એજ સીમુરગ પક્ષીએ, તેને એમ કહી સંભલાવીઊ હતુંકે, આએ પરૂથવી ઉપર ફરીવલેલી ૭) સાત મોટી રેલોના બનાવો, તે પક્ષી પોતાંની નજરે જોવાને જીવીઊં હતું, અને દરએક વખતની રેલના હીંગામમાં તમાંમ જમીન ગોયા ફનાહ થઈ ગએલી દીઠી હતી. એ પક્ષીમાં મનુશજાતના જેવું ગ્નાન હતું, તથા માણસજાતના જેવી ભાશા પણ બોલતું હતું, એમ આગલા જમાનાના લોકો માંનતા હતા. એજ પરમાણે વલી બીજા લેખોમાં એમ જણાવેલુંછેકે, "એકીમીનીશ" નાંમના એક ઈરાંની શાહજાદાનેબી, એક ખલીલે એજ પરમાણે પાલી પોશીને ઉધારેઓ હતો. તથા "ફરેજીઆ" શેહરના "ગેનીમેડીજ" નાંમના એક ખુબસુરત છોકરાનું પાલન પોશાનબી, એક ખલીલેજ કરીઉં હતું; અને તેજ માફક ઈરાંન મધેના કોકેસસ અથવા અલબુરૂઝ પાહાડની ઉપર વસનારાં સીમુરગે જાલને ઉધારેઓ હતો કે જે રૂસતમ નાંમના પેહલવાંનનો બાપ થયો હતો. પણ એ સીમુરગને કંઈબી રીતનું એઆલી રંગ રૂપ આપેઆ વગર "દબેસતાંન" નાંમની નાંમીચી કેતાબનો બનાવનાર એમ લખી ગયોછેકે, સીમુરગતો જાતે એક હકીમ અને મોટો ફીલસુફ હતો કે જે દુનીઆંદારી તજી તે પાહડ ઉપર એકાંત વાશી થઈને બેઠો હતો અને જેનાં ઉસતાદીપણાં હેઠલ રૂસતમનો બાપ "જાલેજર" સઘળી જાતના એલમ હુંનરથી વાકેફગાર થયો હતો.

શું ખાક, કે શું પાહાડ, કે શું વાઘ, કે શું શાહીં,
શું દરીઆઈ મગરમછ, કે જીગીઆં, કે માછી.
સઉ પાલેછે ખુદ હેતથીજ ફરજંદને,
શુકર કરી નમેચ ખોદાવંદને.
પણ તોડયું એ નેકીનું તુંએ પેમાંન,
તે બેગુનાહ પુતને નાંખીઓ પરેશાંન.
રબ જાંણતો એમ કે તે જીવતો નથી,
તઈઆર થઈને જા તેની શોધમાં જલદી.
કે રાખેછે **યજદાં** જે ઉપર નેગાહ,
તે નહીં થાય ગરમી કે સરદીથી તબાહ.
માફ માંગ તું **રબ** પાસ ને સુધાર તુજ ભુલ,
કે તેજછે રાહનુમાઈ ને નેકીનું મુળ.

એ પછે શાંમ પેહલવાંન અલબરૂઝ પહાડ તરફ ગયો અને જગે જગે પોતાનાં ફરજંદની ચોકશાઈથી શોધ કરવા લાગો. તેહની નજર પેલાં સીમુરગનાં રેહઠાંણ ઉપર પડી, અને તે રેહઠાંણની આસેપાસે ફરતો એક ઉધરતો જુવાંન મરદ જોયો. તેજ વખતે શાંમે તે પરવરદેગારને યાદ કીધો અને પોતાનું સર જમીનપર મુંકીને અનેક પરકારની આજરખાહી અને કાકલુદી કરવા લાગો. એ પછે પેલાં સીમુરગનાં રેહઠાંણ તરફ જવાનો તેણે રસતો ગોધઓ, પણ તાંહાં તે શોહેલથી જઈ શકયો નહીં અને આસેપાસે તરેહવાર જાતનાં જાંનવરોની અને બીજી અડચણો જોઈ.

કીધી તેઆરે તેણે **રબ**ની શેતાએશ,
કે પાહાડ ઉપર ચહડવાની તેની કોશેશ,
થાય તેહનીજ કુમકથી જહટ ફતેહમંદ,
ને બોલીઓ કે એ પાક યજદાં બુલંદ,
છે તમાંમ જગતપર તુંનેજ મોટાઈ,
સરવે વસતુ પરછે તાહરીજ સરસાઈ.
માંફી માંગી તું પાસે નમાણીકું સર,
પડીચ મારા જીવમાં બહુ ભારી ફીકર.

જો હોએ પેલો જવાંન મારાંજ તોખમનો,
ને નહીં હોય જો તે કોઈ બદ એહરેમનનો.
તો થા હાલ તું પોતેજ માહરો દસતગીર,
મુજ સરખા નબલાની બખરા તકશીર.
રેહેમ મુજપર કરીને હાથ માહરો ધર,
પાછો આપ તું મહને તે ખોહેલો પુતર.

એ મુજબની શાંમની અરજ તે પરવરદેગારે કબુલ રાખી. પેલાં સીમુરગે દુરથી સામ પેહલવાનને જોતાંજ તે વીશેની ખુશ ખબર તેણે "જાલેજર"ને કહી, અને તેહને એમ સમજાવીઊં કે એ નીરદોશ અને નેકનામ જવાંન, આજદીન તલક તેં આએ પાહડ ઉપર માહરાજ ગોફાની જોહમત અને કશટી સોસીછે, અને મેં બી એક માએઆલુ દાએઆ તરીકે તાહરી પરવરશી કરીને ખરો મોહબતથી ઉછારી મોટો કીધોછે, તેથી માહરા દીલનો ચાહ તું ઉપર અતી ઘણોછે. તાહરી ઉપર ગુજરેલી એવી મુસીબતને લીધે હું ખુદ માહરી તરફથી તાહરૂં નામ નીશાન "દસતાંને જંદ"નુ રાખું છેઊં, સબબ કે તાહરી જીંદગીની શરૂઆતથીજ તાહારા પીતાએ તુને એક જાતનાં ઘાતકીપણા અથવા વીસવાસ ઘાતથી તુને જંગલમાં ફેંકી દીધો હતો, અને તાહરૂં ખુન કરવાને તેણે ચાહીઊં હતું.*

---

* ઈઆને બચાંઓ માએ બાપના વીરાવાસ અને પેઆરથી ઉછરી મોટાં થાએછે—પણ શાઅતો ખોદાતાલાની બખશેલી ચીજ અથવા પુતરનો દીદાર જોઇ નાશીપાસ થાએઆ અને બાપ તરીકેની પોતાની ફરજ ભુલી એક જાતની બેવફાઈ અને વીરાવાસઘાત કરી તે પશુ બચાંને મારી નાંખવાના એરાદાથી પાહાડની ઉપર નખાવીઊ હતું, એ તેની ભુંડી ચાલની બદલામી તેને સર ચોહોંટાડી રાખવાની અને બીજાં માએ બાપોને શીખામણ આપવાની ધારણાંથી પેલા શીમુરગે એહવું નામ રાખવાની ભલાંમણ કીધી હતી, એમ સમજવું. એ વીશે મી° રાબરટસન નામના અંગરેજ લખનારે લંબાણ ખોલાસો કીધોછે તેનો સાર નીચે મુજબનો છે.—

" Zal, was the son of Sam, the father of Rustum, and the Grandsire of Soohrab; he was called Zalzur, because, according to D'Herbe-

અલબુરૂજ પાહડ ઉપરથી પેલું શીમુરગ જાલેજરને
તેહના બાપની આગલ લાવેઉં તે વીશે, તથા
તે શોમુરગે ઘણુંએક દેલાસા ભરેલા સખુનો
જાલેજરને કહેઆ તે વીશે, અને તે પછે
ઈરાંનખાતે "મીનોચેહર" પાદશાહની
દરબારમાં જાલને લઈ જવામાં
આવેઓ હતો તે વીશે.

તે સીમુરગે જાલેજરને એમબી સમજાવીઊં કે,-શામ તાહરો બાપ થાએછે, અને ઈરાનના પાદશાહનો તે મોટો પેહલવાન તથા વડો વજીર છે, તે હવેથી તાહરો પુરતો સંભાલ કરીને તુને માન ઈજતથી રાખશે

---

– lot, "il vint au monde couvert d' un poil blond et dore," but Richardson says, that Zalzur means "Golden hair;" hence Sir Wm. Jones styles him, "the Prince with the golden hair.

"The Boorhani Qatiu says, that Zal is a word, which means a decrepid old man with white locks; that Zal was born with "candid tresses;" and that it was in consequence of the colour of his hair and his ruddy complexion, that he received the agnomen of Zalzur. Thus Julius was surnamed Cæsar, on account of having been "born with a thick head of hair," as stated by Lemprierre, in his Class. Dict. and Pyrrhus, received his name, like Zal, from his yellow curls, as well as his florid complexion; while William, the son of the Norman Conqueror, as every one knows, was styled Rufus on account of his red locks. Zal was also entitled Zal the betrayed, because his father Sam Dustan, or Sam the Treacherous, perfidiously betrayed his paternal trust, by exposing his son to perish in a waste, under the supposition, that the infant, from being born with white hair, must have sprung from a fiend, or what is more probable under a suspicion, that the child was the offspring of some northern chief." Zal was exposed immediately after his nativity, on Mount Ulboorz, the Idus or Olympus –

તેમાં કશો શક નથી. હેવા સખુનો સાંભળતાંજ જાલેજર ગભરાઈ ગીઓ અને રડી પડેઓ. તેણે કોઈબી બીજા ઈનસાન જાતને પોતાની

---

– of the Persians, where he was nurtured by the Seemoorgh or Griffin in the same manner that Achaemenes was nourished by an eagle and Semiramis by a Dove. It was owing to this event, that Sir J. Malcolm appears to have identified Sam with Perseus, Zal with Achaemenes, and Roostum with Artabanus."

મી॰ રાબરટસનનાં ઉપલા અંગરેજી સખુનોનો ગુજરાતી ખોલાસો એમ થાએછે કે—"એ જાલ તે પેલા રૂસતમનો બાપ અને સોહરાબ પેહલવાંનનો બપાવો થતો હતો. એહને "જાલેજર" નુ નામ એટલા કીજે આપેઆમાં આવીઊ હતું કે "ડાકટર હરબેલેટ" નામનાં એક બીજા ગરંથકારના લખવા મુજબ તેનાં બદન ઉપરનાં બાલ સોનેરી રંગનાં હતા. "રીચરડસંન" નામનો એક બીજો ગરંથકાર કેહછે કે "જાલે જર" સબદનો માએનોજ "સોનેરી બાલ"નો થાએછે. "જાલ" એટલે બાલ અને "જર" એટલે શુનનુ. એ ઉપરથી "સર ઉલીઅમ જોનસ" નામનાં એક મોટા અંગરેજ વીદવાંને "જાલેજર"નુ નામ "સોનેરી બાલ વાલો શાહજાદો" કરી લખેલુંછે.

"બુરહાને કાટે" નામનાં નાંમીચાં પુસતકનો લખનાર એમ કહી ગયોછે કે, "ઝાલ" શબદનો અરથ "સપેદ બાલવાલો જઈફ અને અશકત સખશનો થાયછે. જાલેજરનાં બદનપર જનમથીજ સપેદ બાલો હતા અને તેનાં મોહડાંનો રંગ રતાશપર હતો તેથીજ તેહના દેખાવને મલતું "જાલેજર"નું નાંમ આપેઆમાં આવીઊં હતું. જેમકે રોમન લોકનો પાદશાહ "જુલીઅસ" જનમેઓ હતો તેજ વખતે તેનું માથું જાડા બાલોથી ભરેલું હતું, તેથી તેને "Cæsar" (સીઝર)નાં ખેતાબી નાંમની નીશાંન તે વખતનાં લોકોએ આપી હતી, એમ "લેમપરાયર" નાંમના ગરંથકારે પોતાની "કલાસીકલ ડીક્શનરી" અથવા શબદ કોશમાં લખી જણાવેલુંછે. વલી "Pyrrhus" (પાયરહસ) નાંમના એક બીજા નાંમીતા સરદારનાં બદન ઉપરબી, પેલા જાલેજર પેહલવાંનની મીસાલે પીલા રંગના બાલના ગુછા હતા, તથા શોરખ અથવા ગુલરંગ તેહનો ચેહરો હતો, તેથી તેહનું નાંમબી એજ રંગ રૂપને મલતું આપેઆમાં આવીઊં હતું. એ ઉપરાંત યુરોપની તવારીખમાં પરસીધ થએલા પેલા Norman Conqueror (નારમન કોનકરર)ના દીકરા "ઉલીયમ"ના–

નજરે દીઠાં નહીં હતાં. અને તે શીમુરગથીજ ઈનસાનની ચાલચલણુ અને બોલીબી શીખેઓ હતો.* તેહનામાં સારી સલુકાઈ તેમજ સારી સહમજન

---

–બાલનાં ગુછાબી, રાતા રંગના હતા તેથી તેનું નાંમ Rufus (રૂફસ) કરી રાખેઆમાં આવીઉં હતું, એમ સઘલા તવારીખના અભેઆશીઓને ખબર હશે. વલી જાલને તેહના બાપે નાંધપણમાંથી વેરાંનમાં ફેંકી દીધો હતો તેથી તેના બાપનું નાંમ "શાંમ દશતાંન" કરીને રાખયું હતું, કે જે શબદનો અરથ "પોતા તરીકેની ફરજ ભુલી જઈને એક જાતના વીશવાસઘાત ભરેલી વરતણુક પોતાંનાં બચાં તરફ વાપરી હતી અને તે બચાંને બાલ સાથે અવતરેલું જોઈને, તે કોઈ શેહતાંન અથવા દેવને પેટનું હશે, અથવા ઓતર દશાના મુલક તરફ રેહનારા કોઈ ખબીસ સરદારને પેટનું હશે, હેવું ધારીને, તે જાલેજરને મારી નાંખવાની ધારણાથી વેરાંન પાહડ ઉપર નખાવેઓ હતો, તેથીજ તેના બાપને "શાંમ દશતાંન" કરીને કેહતા હતા. જાલ જેહવો જનમ પાંમેઓ હતો તેહવોજ તેને અલબરૂજ નામનાં પાહડનાં જંગલમાં નખાવી દીધો હતો, કે જે પહાડને ઈરાંનીઓનો "ઈનડસ" (Indus) અથવા "ઓલીમપસ" (Olympus) કરી આગલા ગરંથકારો કેહતા હતા; અને એ પહાડ ઉપર શીમુરગે તેહનું પોશન કીધું હતું,—જેમકે Achaemenes (એકીમીનીસ)ને એક ખલીલે પાલેઓ હતો, અને Semiramis (સેમીરેમીસ)ને એક કબુતરે પાલી ઉધારેઓ હતો તેમ. એ મુજબના એકમલતા બનાવો બનેલા આગલી તવારીખોમાં નોંધાએલા હોએઆને લીધે, "સર જે. મલકમ" (Sir. J. Malcolm) નાંમના અંગરેજ ગરંથકારે સાંમને Perseus (પરસીયસ) સાથે ભેલી નાંખેઓછે, તથા જાલને "એકીમીનસ" તરીકે ગણેઓછે, અને રૂસતમને Artabanus (આરટેબેનસ) તરીકે ગોઠવી બેસાડેઓછે.

* વાંચનાર જોશેકે આ પુસતકની આગલી એક નોટમાં ખોલાશો કરેઆમાં આવેઓછે તેમ, શાએર ફીરદોશીનાં એ મુજબનાં લખાંણ ઉપરથી ખુલ્લી રીતે માલમ પડેછે કે, શીમુરગ કંઈ પંખીની જાતનું જાનવર નહીં હતું, પણ દુનીઆંદારી તજીને એકાંતવાશી થએલો મનુશરૂપી કોઈ ફીલસુફ હતો, જેણે બોલવાની ભાશા તેમજ ડહાપણ અને સભયતાપણાંની સઘલી રીતભાંતો જાલેજરને આછી રીતે શીખવી હતી.

હતી, અને ખોદાતાલાની સેતાએશબી હરદમ કરતો રહીને, ખરી બખશેશ અને મદદ ચાહતો હતો. સીમોરગની તરફ પોતાનું મોહડું કરીને, તે એમ બોલેઓ કે, એ ભલા સીમોરગ! એક મેહરબાન દાઈ તરીકે લાંબી મુદતસુધી તેં મને પાલીપોશી મોટો કીધોછે, પણ હાલ તું મારી સંગતથી કંટાલો ગીઓ હશે, તેથી મને જુદો પાડવા ચાહેછે તે જોઇને હું બહુ દલગીરછું. મને કોઇબી બીજી ચીજની ખાહેશ કે લોભ નથી. આ પાહડ ઉપરની તાહરી ગુફાનેજ હું મારાં તખત તરીકે ગણુંછું, અને તાહરી મેહરબાનીના સાયાને મારાં સર ઉપરનાં તાજ તરીકે માનુંછું. તે પરવરદેગારનાં હજારો હજાર સુકરાનાં કરી હું કબુલ કરૂં છેઊં કે, મારાં બાળપણની સઘળી મુશકેલાનું આશાન તાહરેથીજ થયુંછે, અને હું તાહરાથી કંઈબી પરકારે જુદો પડવાને ચાહતો નથી. તેઆરે સીમુરગે તેને એમ સહમજાવેઓ કે, હેવાજ બનાવો આ દુનીઆમાં બનતા આવેઆછે, વાસતે તાહરે ધીરજ ધરવી અને કંઈબી રીતે નાખુશ થવું નહીં. તાહરો બાપ એક મોટા મુલકનો પેહલવાન અને રાજા છે, તેથી સેવટે તે દેશનાં તખત અને તાજની મોટાઈ તુનેજ મળશે. હવે આ એકાંત બીયાબાનમાં તાહરૂં કશું કામ નથી, અને દુનીઆના સંસારસાથે ભેલાઇને સઘળી પાંતીની અજમાએશ મેલવીને, તાહરા જાત ભાઈઓને તું ઉપયોગી થઈ પડવાની કોશેશો કર. હું તાહરો ખરેખરો ખેરખાહ છેઊં, અને તાહરી આબાદી જોવાને ઇછુંછું. આએ એક પીછ હું તુહને આપુંછું, તે સંભાલી રાખજે, અને હરેક તાહરી સઘડી અથવા અઘડીને વખતે મારી મદદનું કામ પડે તો એ પીછના થોડાએક બાલ આતશ ઉપર ધુપાવી મને યાદ કરજે, એટલે તરતજ તાહરી મદદે પોંહચી શકીશ. લાંબી મુદતસુધી એક મારાં પોતાનાં બચાં તરીકે મેં તુને ઉધારેઓછે, વાસતે તુંબી મને વીસરતો ના અને મારી તરફ માયા–મોહબત રાખતો રેહજે. એટલું બોલી જાલને તેહના બાપ શામની આગલ લઈ ગયો, અને જાલનું સઘલું બદન લાંબા લાંબા બાલોથી ભરેલું હતું, પણ તેહનાં મોહડાંનો રંગ રૂપ, ગોયા બાગે બાહારના જેવું ખીલતુ હતું, તે જોઈને શામ પેહ-

લવાન નવધાર રડવા લાગો, અને પેલાં સીમુરગને પડેલી તજદી બાબે તેનો ઉપકાર માની પોતાની તકશીર વીશે માફી માંગી લીધો હતી.

નમાવીઉ તરત તેણે પોતાનું સર—
કીધી તેણે આફરીન તે સીમુરગ ઉપર.
ને બોલિઓ કે એ પંખીના પાદશાહ—
આ રીતનું કઉઅત,—હુંનર,—ને રીત-રાહ—
આપીછે તુંહને તે દાદારેજ ખારા—
કરેચ જેથી તું કુલ દુખીની બરદારા,
તમામ જાતની નેકી—ને ખુબીનાં કાર—
માં કીધુંછે તુંનેજ તે રબે સરદાર.
રેહજો તાહરા બદખાહ સદા દરદમંદ,
રેહજો તું હંમેશ હેવુંજ જોરેમંદ.

હેવા સખુનો સાંભળેઆ બાદ, સીમોરગ તાંહથી પાછો પોતાને મકાને ગીઓ. શામે ફરીને ધીરજથી જાલેજરનાં બદન તરફ નજર કીધી અને સઘલી રીતે તેને તપાશી જોયો.

નજર આઓઓ તે પુત સઉ રીતથી નેક,
દીઠો તેહને તખત ને તાજને લાએક.
સહીં જેવી બાજુ,—ને રૂપ ઓરશેદી—
દીલથી તે પેહલવાન,—ને હાતથી જંગી.
પાપણ તેના સપેદ,—આંખ કાલી કાજલ,
હોટ જેમ પરવાળાં—ને રૂખ પર લોહી—જલ.
બાલ શીવા નહીં હતી બીજી કંઈ એબ,
નહીં કંઈબી ખામી—કે કસુર કંઈ સેહેજ.

હેવું જોઈને શામના દીલને મોટો આનંદ ઉપજેઓ, અને ખુશ મીજાજથી તથા નરમાશથો જાલેજરને એમ કહાઉં કે, એ બેટા! ગઈ ગુજરી વાત વીસરી જઈને તાહરૂં હઈઉં મોકલું અને નરમાશ ભરેલું રાખજે. મારો ધરમ યજદાં પરસતીનો છે, અને તે યજદાંએ જેઆરે તું જેહવા પુતરને સલામત હાલતમાં પાછો માહરે સવાધીન કીધોછે, તેઆરે

મેં તેહને હેવી કબુલાત આપીછે કે, તાહરો દેખાવ જોઇને હરગીજ થઇને, હું ફરીથી કચવાઊં નહીં, અને નાશબર થાઊં નહીં. હવે પછે તાહરીજ મોરાદ અને તાહરાજ માંગવા મુજબના સઘળાં કામો હું કરીશ, અને સરવે પરકારે હું તુને રાજી રાખીશ. એટલું કહીને તેહનાં બદનમાં વસતરો તથા કબા પેહરાવો અને હથીઆર ભીડાવેઆં. એ પછે તે બેઉ જણા શેહરમાં ગયા તાંહાં તેઓને સઘલાં લશકરે તેમજ રઇઅતનાં લોકોએ મોટી ખુશાલી ભરેલી મુબારકબાદી આપી હતી.

વજંતર ને ગાયનના આવાજો ખાસ,
થી લાએઆ હાથીની અંમારી તે પાસ.
સવાર થયો તે પર તે જાલ નાંમદાર,
આગલ ચાલીઊં લશકરને શુબા સરદાર.
પોકાર મારતા ચાલેઆ તાંહાંથી ખાશીઆંમ,
હશી ખુશી સાથે રાહા કાપી તમાંમ.
મશ્રન થાતા આએઆ સઉ શેહરની અંદર,
હતું તેમમાં પેહલવાંની કઉઅત બરતર.

**જાલેજર** વીશેની ખબર ઇરાનના મુલકમાં પાદશાહ મીનોચેરને થતાંજ **નોજર** તથા **જરસપ** નામના પોતાના બે બેટાઓ મધેથી, **નોજર** નામના એક બેટાને, શામ પાસે મોકલેઓ, અને ઇરાન ખાતે આવવાનું ઇજન કીધું. શામ પોતાના બેટા જાલને લઇને, નોજરની સાથે તરતજ પાદશાહની દરબાર તરફ ગયો. "મીનોચેહર" પાદશાહે તેઓની મોલાકાત મોટા માન અને મોહબત સાથે કીધી. જાલનું રૂપરંગ જોઇને પાદશાહ ઘણો અજબ થયો, અને ભર મીજલસ વચે શામને એમ કહીઊં કે,–આ તાહરા બેટાના જેવો કોઇબી બીજો નર આખી પરૂથવીમાં નહીં હશે. હેના જેવું કદાવર બદન, હેના જેવો સુંદર ચેહરો, હેના જેવી ઊંચાઇ અને હેના જેવી બાજુનું બળ કોઇબી બીજા ઇનસાન જાદામાં નહીં હશે. હેનું સવરૂપ જોતાંજ જીવને આનંદ અને અકલને હેરત ઉપજેછે. તાહરી પોતાની બેસહમજથી એ બચાંને તુએ હેરાન કીધું,

પણ હવેથી તુને ઘટેછે કે, આ દુનીઆમાં જો કોઈબી ચીજથી તું તાહરૂં જીગર રાજી કરવા ચાહે, તો એજ પુતરનાં દીદાર જોઈને હરદમ મધન રેહજે.

છે તેહનાં મુખપર કેઆંનીની જહલે,
જોરમંદ તેહના પંજાછે શાહી નીસાલે.
હુશીઆર નરના જેહવુંછે તેનું જીગર,
બુઢા જેટલું ડહાપણછે તેની અંદર.
શીખવ તેહને લડાઈના દાવપેચ તમાંમ,
શીખવ તેહને મીજલસની રીત રાહનાં કાંમ.

હેવા સખુનો પાદશાહને મોહડેથી સાંભલી શામે પોતાનું સર નીચું કીધું અને તે મુજબનો અમલ કરવાને કબુલ કીધું. એ પછે શરૂઆતથી તે આખર સુધીનું તમામ બયાન પાદશાહ આગળ તેણે કહી સંભલાવીઊં, અને પોતાના પુતરના દીદાર જોવાની ઈંતેજારીમાં ખોદાતાલા પાસે નીચે લખેઆ મુજબની દુવા માંગી હતી તે વીશે એસારો કરી, તે એમ બો-લેઓ હતો કે.—

"કીધી તેઆરે દાદારની મેં મનાજાત,
કે એ જગના ચારા–એ રબ બીનીઆજ.
ચાલુછે હર જંગ તાહરાજ મોજેજા,
નથી કરતો આકાશ તુંજ હોકમ શીવા.
ખોરશેદને ચાંનના તું સરખા દાતાર,—
પાસ છેઊં હું એક બંદો દીલથી ગુનેહગાર.
છે બખશેશનીજ ઉમેદ તુંથી મને બસ,
બીજી ચીજપર નહીં પોંહચતો મારો કંઈ દસત.
એક પંખીથીજ પલેલું નાદાંન બાલક,
ઉછરીઊચ પુર શાખતીથી જે આજ તલક.
જે પેહેરેછે, રેશમને બદલે ચાંમડું,
દુધને બદલે ચુંશેચ જે ગોરાનું બોતું.
તેહને લાવ તું મુજ પાસ એ ખોદાતાલા,
ઈઆ આપ મહને તે પાસે જવાની રાહા.

ઘાતકી આફતને લીધે જીવ મારો નોખાલ,
પાછો આપ તે પુત તું,-ને દીલકર ખુશાલ."

એ પાદશાહ! એ મુજબની મારી અરજ તે દયાલુ દાદારે કબુલ રાખી હતી, અને પેલા અલબરૂજ પહાડ ઉપર ચહડવાનો ખરો મારગ મને સુજ પડયા બાદ, પેલો સીમોરગ જાલને લઇને મારી પાસે આવેઓ હતો, જેહને આજ દીને તાહરી મુબારક ચશમ આગળ હાજર કરવાને હું શકતીવાન થયોછું.

---

કાબુલ શેહરના મેહરાબ નામના પાદશાહ સાથે જાલેજરની મેલાકાત થઈ અને તે પાદશાહની રોબાદે નામની બેટીની તારીફ સાંભલીને તેની ઉપર જાલેજર આશક થયો તે બીના તથા મેહરાબ પાદશાહ બુતપરસત હતો તેથી તેની સાથે ખાણું ખાવાને જાલે ના કહીઉં તે વીશે.

જાલ પેહલવાન જે જાબુલ શેહરમાં રેહતો હતો તેની ઈછા કાબુલ તરફ જવાની થઈ, તેથી હર તરાંહના રંગરાગ અને ગમત તથા મજાહ કરતો કાબુલની મુસાફરીએ નીકલેઓ અને ધારવેલી મંજલપર જઈ પોંહતો. એ વાતની ખબર જેઆરે કાબુલ શેહરના મેહરાબ નામના પાદશાહને થઈ તેઆરે તે જાલેજરને સાંબો એસતેકબાલ લેવા ગયો. એ બેહુ સરદારોની મેલાકાત થતાંજ અરસ પરસ માન-મોહબત બતાવી, પછે તેઓ કાબુલના* પાદશાહની તખત ઘાહના મેહલમાં ગયા અને તરે-

---

* સર ડબ્લ્યુ જોનસે એશીઆ ખંડના કેટલાએક મુલકોનું બેઆન કીધેલું છે તેમાં "જાબુલ" તથા "કાબુલ"નાં ગામો વીશે તે લખેછે કે—

"Segestan or Sistan, the Drangiana of the Greeks, has part of the Desert, and Kerman, on the West, and on the East-

હવાર રીતની વાતચીતોમાં મશગુલ થયા. જાલેજરનું કદ તથા ચેહરો અને શેઆન–શૌકત જોઈને કાબુલનો પાદશાહ મેહરાબ ઘણોજ ખુશી થયો. વળી કાબુલના પાદશાહની ઢપછપ જોઈને જાલેજરના દીલમાબી ઘણો ઉંચો વીચાર બેઠો. તેનાં કદ તથા ચેહરા ઉપર અજાયબી ભરેલી નજર કરીને તે વારંવાર જોયા કરતો હતો. તેહવામાં તે મીજલસના

---

– the country of Gour; it has another desert and part of Mocran, South, and joins on the North to Zablestan. The country of Segestan consists chiefly of plains, and is very fruitful in palm-trees. This province, and Zablestan, the ancient Arachosia, were considered as one principality by the old Persians; and Roostum, the commander under Cyrus, held it as a fief from the king of Iran. The City of note in Zablestan is Cabul, which, indeed, is generally reckoned the Capital of another province, named Cabulistan, and no man, as the Indians say, can be called the ruler of India, who has not taken possession of *Cabul*."

મી° કીનનીઅર (Kinneir) નામના બીજા લખનારે ઈરાનના મુલકનુ વરનણ કીધુંછે તેમાં તે જણાવેછે કે—

"The province of Seistan, formerly called Nimroze, and comprehending part of Arriana, and the country of the Sarangacans is bounded on the N. and N. W. by Khorasan; E. by Candahar and Zablestan. Firdousee in many passages mentions that his heroes go from Seistan to Zablestan. Gisnee is situated in Zabul, but not in Seistan."

ઉપર લખ્યા મુજબનો સર વીલીયમ જોનસે કાબુલ તથા જાબુલના મુલક વીશે જે ખોલાસો કીધોછે તેનો ગુજરાતીમાં અરથ એમ થાયછે કે:—

"સીસતાંન અથવા સજેસતાંનના દેશને આગલા જમાંનાના ગરીક અથવા યુનાંની લોકો "દરેગીયાના" કરી કેહતા હતા. એ મુલકની પરાચીમ દીશાએ કેરમાંનનો મુલક તેમજ કેટલુંએક જંગલ આવેલુંછે; ઉગમનની દશાએ "ગોર" નાંમનો મુલક આવેલોછે. દખણ દશા તરફ એક બીજું જંગલ અને મોકરાનનો દેશછે અને ઉત્તર દશાની તરફથી –

એક બુજરગ ગરહસથે જાલેજરના કાનમાં હેવા સખુનો નાખેઆ કે, એ પેહલવાન! એ પાદશાહ મેહરાબનું કદ અને રૂપ જોઈને એટલો બધો અચરતોમાં કેમ પડયોછે? અગરજો એ પાદશાહની એક બેટી તેના મેહલના પરદામાં ગુપત રેહછે તેહના દીદાર જો તું જોવા પાંમે તો આ દુનીઆંની બીજી સઘળી નેયામતો તું ભુલી જાએ.

એ શાહના મેહલમાં છે એક પુતરી ખુબ,
સુરીયથીબી સરસછે જેહનું તેજ મુખ.

---

–જાબલુસતાંનના મુલક સાથે જોડાઈ જાયછે. સીસતાંન અથવા સજે-સતાંનનો દેશ મોટાં મેદાંનોથી ભરેલોછે તથા ઘણો ફળવંતો અને ખ-જુરી તથા તાડનાં ઝાડોથી ભરેલોછે. એ મુલક તથા જાબલોસતાંનનો મુલક કે જેહને આગલા જમાનાનાં લોકો "આરેકોશીઆ" (Arachosia) કરી કેહતા હતા તે બેઉ મલીને ઇરાંનની શેહનશાહતનાં પાયતખતનું શેહર તરીકે ગણાતું હતું; અને પાદશાહ કેખશરૂનાં જમાનામાં રૂસતમ પેહલ-વાંને એ શેહરને ઇરાંનના પાદશાહની તરફથી મલેલી જાંગીરદારી તરીકે પોતાંના સવાધીનમાં રાખેલું હતું. એ જાબલુસતાંન દેશના મોટા મુલ-કમાં કાબુલનું શેહર એ મુખ્ય ઇઆને પાયતખત શેહર ગણાતું હતું અને વલી જે મુલકને કાબલુસતાંન કરી કેહતા હતા તેનું પાયતખત શેહરબી એજ હતું અને હીનદુસતાંનના લોકોનો ખુલ્લો વીચાર હેવો હતો કે જે પાદશાહ કાબુલ શેહરને પોતાંના તાબામાં કરી નહીં શકે તે પાદશાહ આખાં હીંદુસથાનનો પાદશાહ તરીકે ગણાઈ શકતો નહીં હતો."

વલી મી૰ "કીનનીયર" નાંમનો ગરંથકાર એમ લખી ગયોછે કે:— "સીસતાંનના મુલકને આગલા જમાનામાં "નીમરોજ"નાં નાંમથીબી પીછાંણુતા હતા અને ઇરાંનને લગતો મોટો ભાગ તેમજ "સારાંગેકાંનસ" દેશનો મોટો ભાગબી તેમાં હતો; અને એ સીસતાંનની ઉતર દશાએ તેમજ ઓતર–પશ્ચમ દશાએ ખોરાસાંનનો મુલક આવેલોછે; અને ઉગ-મન દશા તરફ કંદહાર અને જાબલુસતાંન આવેલુંછે. ફીરદોશી શાએરે પોતાનાં પુસતકના ઘણા ભાગોમાં એમ જણાવેલુંછે કે તાંહાંના પેહલવાંનો શીશતાંનથી જાબલુસતાંન જાતા હતા. ગીજનીનું શેહર જાબુલ દેશમાં આવેલુંછે અને શીશતાંનમાં આવેલું નથી."

છે માથાંથી તે પગ તગ રંગે હાથીદાત,†
ચેહરો દીસેચ જેમ એક ખીલેલો બાગ.
બદન તેનું સીધું જેમ સરવની ડાહાલ,
બે જુલફો જેમ કસતુરની કમંદ મીસાલ.‡
ગાલો તેના બે છે ગોલાબ જેવા લાલ,
બે હોટ દીસેચ દારંમના દાંણા મીસાલ.
ચાંદી સરખી છાતી—તેની સફાઈદાર—
પર ઉગેઆંછે બે તાજાં ખીલતાં અનાર.
બે આંખ તેની છે ગોયા નરગેસીઆં ગુલ,
પાંપણ તેનાં કાલાં જેમ કાગનાં પર ફુલ.
ભવાં તેનાં બે જેમ "તરાજી" કમાંન,§
દીશેચ તેમપર કસતુરી રંગનું વલગાંણ.

---

† એ રીતનાં મીસાલદાર લખાણ કદાચ આજનાં જુવાનોને નવાં જેવાં લાગશે, પણ નામીચા યુરોપીઅન કવીઓ અને શાએરોએભી એજ ઢપનાં લખાણો કીધાંછે તેનાં નમુનાં દાખલ કેટલીએક સતરો અતરે ટાંકી દેખાડીએછે. "વરજીલ" નામના કવીનાં લખાણનો "ડરાઈદિને" તરજુમો કીધોછે તેમાં હાથીદાંતનાં જેવી બદનની સપેદી વીસે લખેછે કે—

"Thus ivory shews its white combined with red,
And roses so, o'er beds of lilies spread."

‡ વલી માથાના બાલ તથા ગાલની સુરખી વીસે—"એરીઆસતો" તથા—"સપેનસર" લખેછે કે.—

"Bound in a knot behind, her ringlets rolled
Down her soft neck, and seemed like waving gold."

---

"Her cheeks with lilies mix the blushing rose."

---

"In her cheeks the vermilled red did shew
Like roses in a bed of lilies."

---

§ "તરાજ" તબરેસતાનના લતા તરફનું એક ગામછે. મી॰ રીચરડસન લખેછે કે "Name of a City in China" એ શેહર વીર-ક -

અગર આહે તું ચાંદો, તો રૂખ તેનુંજછે,
અગર આહે તું કસતુર, તો બુ તેનુંજછે.
પેચદાર તેના બાળ જેમ કસતુરનું બખતર,
ગાંઠો વળેઆચ તે પર એક બીજા અંદર.
હાથનાં આગળાં દશ, જેમ ચાંદીની કલમ,
છે સુંદરીઆ ચીતર તાંહાં સેંકડો રકમ.||
છે રૂપ તેહનું બેહશતી—પગથી માથાં તક,
ભરેઆચ તેહમાં સણગાર, રંગ—રાગ ને ગમત.
તાહારેજ લાએક છે તે, એ નાંમી પેહલવાંન,
ગગન પર જહલેચ ગોયા રોશનીદાર ચાંન."

---

—માન તેમજ રેસમી લેબાસ અને બીજા સંગારની ચીજો બનાવામાં પરએઆત હતું. કમાનના જેવાં કાલાં ભવાની મીસાલ આપતી વખતે મી° મુર નામનો અંગરેજ શાએર લખેછે કે—

> "Let her eyebrows sweetly rise
> In Jetty arches over her eyes."

ચેહરો આનના જેવો—તથા છાતીપરનાં પીસતાંની ખુબી વીસે ઇઅશ-પીઅનોએબી નીચે મુજબ લખુંછે—

મી° સપેનસર લખેછે કે—

> "Her spacious forehead like the clearest Moon,
> Whose full grown orb begins now to be spent."

શેકસપીઅરે કહીઉંછે કે—

> The noble sister Poplicola,
> The Moon of Rome.

કેમોએનસનાં સખુનો એહવાછે કે—

> "The virgin's breasts, the gentle swell avow
> So the twin fruitage swell on every bough."

---

|| "સેંકડો રકમ"—એટલે તહરેવાર જાતના અથવા ભાતભાતના ફાપા અથવા લીટીઓ.

ઉપર મુજબના સખુંનો સાંભળતાંજ જાલેજરનાં દીલમાં મોહબતના આતશનું બલતું સલગીઊં. તેનું મન અતી ઘણા જોશ ઉપર આવીઊં અને તેથી તમાંમ જાતનો હોશ અને આરાંમ તે ખોહી બેઠો. આખી રાતનો વખત તેણે પુર ઈંતેજારીમાં અને ઉજાગરામાં ગુજારેઓ. બરી બાંમદાદને વખતે કપુર રંગની સપેદી દુનીઆંની સપાટીપર પંથરાતાંજ પોતાંના મેહેલનાં બારી બારણાં તેણે ખોલ્લાં કીધાં તેજ વખતે મેહરાબ પાદશાહ તેહની આગલ આવી ઉભો અને જાલેજરને એમ કહીઊં કે એ પેહલવાન! તું માહરા પોતાંના મેહેલમાં આજ દીને ગમત કરવા કીજે આવ કે તેથી માહરા જીવનેબી મોટો આનંદ ઉપજે. જાલેજરે તરતજ જવાબ આપેઓ કે ના, એમ કબુલબી બની શકશે નહીં. તાહારા ઘેરમાં આવીને ખાણાંપીણાંમાં તથા મોજમજાહમાં મશગુલ થવું મને સજાવાર નથી અને માહરા બાપને તથા માહરા પાદશાહ મીનોચેરનેબી જો એ વીશેની ખબર થાએ તો તેઓબી ગુશે થયા વગર રેહ નહીં. તાહરો મજહબ હમારા મજહબના જેહવો નથી અને તું બુતપરસ્ત છે તેથી તાહરો સાથે ખાવા પીવામાં માહરેથી સાંમેલ થઈ શકાય નહીં* એ વગરે જો તું કાંઈ બીજી વાત કેહશે તો હું કબુલ રાખીશ.

---

* "બુતપરસત" ઈમાંને પથર પુંજનારો અથવા એકથી વધારે ખોદાછે એહવું ઈમાંન ધરાવનારો સખશ. એ બાબતને લગતા ખુદ ફીરદોસીના લખેલા બેતો નીચે મુજબનાં છે.—

"બદઉ ગોફત મેહરાબ કે અએ પાદશાહ,
સરઅફરાજે—પીરૂજ—ફરમાનરવા.
મરા આરજુ દરજમાંને એકી અસત,
કે આન આરજુ બરતો દુશવાર નીસત.
કે આઈ બ શાદી સુએ ખાંને મંન,
ચું ખોરશીદ રોશન કુની જાંને મન.
ચીનીન દાદ પાસુખ કે ઈન રાઈ નીસત,
બખાંનેતો અંદર મરા જાઈ નીસત.

હેવા સખુંન સાંભલીને મેહરાબે એર જાલનેજ પોતાનાં દીલમાં બુરી દીનનો ગણેઓ અને તેહને સલાંમ કરીને પાછો પોતાનાં મેહલ તરફ ગઓ. એ પછે જાલને પેલી રેદાબેની મોહબત પાછી યાદ આવી

---

— ન બારાદ બદઈન સામ હમદાસતાન,
હમાન શાહ ચુન બરાનવદ દાસતાન.
કે મા મએ ગસારીમો મસતાંન શવીમ,
સુએ બાંનએ બુતપરસતાંન શવીમ.
ચું બે શનીદ મેહરાબ કરદ આફરીન,
બદીન જાલજરરા ખુંદ નાપાક દીન."

એવી મતલબનાં ફીરદોશીની બેતનાં લખાણ ઉપરથી બોલ્લું દીસેછે કે, પારસીઓના નેઆગાંનોબી જે લોકો જુદું એકીન ધરાવનારા હુઆને એકજ ખોદાને નહીં માંનનારા હતા તે લોકો સાથે ખાવાપીવાનો અને બીજો વેહવાર રાખવાથી સદા દુર રેહતા હતા બલકે ધીકાર બતાવતા હતા. જુદદીનને તાંહનું જરથોસતીઓ ખાએતો તે નારવા છે શબબ કે ખરા જરથોસતી અથવા યજદાંપરસતી દીનદારનાં રવાંન તેમજ તનની પાકીજગીને તે ખલલ કરનારૂંછે. પારસીઓનાં ધરમને લગતાં જુદાં જુદાં પુસતકોમાં એ બાબેની મનાઈના એસારાઓ આવેલાછે, તેમાં વંદીદાદની ૧૨ મી પરગરદના અવસતાનો સાર નીચે મુજબનો જણાવેઆમાં આવેઓ છે.

"અશો જરથોસતે તે દાદાર હોરમજદને એવો સવાલ પુછયો કે, જયારે કોઈ સખસ બીજી વરણનો અથવા બીજી રીતનો મજહબ પાલનારો હોય અને જો તે ગુજરી જાય, તેઆરે તે હોરમજદની પેદાએશને કેટલી "હમરીદ" અને કેટલી "પેટરીદ" કરી શકેછે?" તેઆરે હોરમજદે હેવો જવાબ દીધો કે "એ સપેંતમાંન જરથોસત! તે બે પગનો દુરવંદ હેવાતો અપવીતર છે અને હેવો તો અશોઈનો નાશ કરનાર આશમોગછે કે તેથી "સપેનાંમીનો"ની પેદાયશને જીવતાં જીવતજ રીમની અને આલુદગી ભરેલી કરેછે."

હવે વાંચનારે યાદ રાખવું જોઈએછે કે, જે સખસ સુરડાલ નશાને અડકીને અપવીતરાઈ મેલવેછે તેને "હમરીદ" કરીને કેહછે અને જે–

**અને તેનાં દીલમાં ગમ તથા ગભરાત ઉપજવા લાગો. અંદેશાથી તેહનું દીલ તુટવા લાગું પણ શરમનો મારેઓ કોઈબી સખશની આગલ તે કાંઈ બોલી શકતો નહીં હતો.**

---

—સખશ નશાને અડકીને રીમન થએલો હોય તે જો કોઈ બીજા સખસને અડકે, તો તે બીજો સખસ "પેતરીદ" કેહવાયછે. હવે, બીજા મજહબનાં લોકો જરથોસતી મજદયસની મજહબનાં લોકોના તરીકાથી ઉલટાં ચાલનારાં તરીકે ગણાયછે. તેઓ સઘલી પાંતીની જોઈતી સફાઈ અને સુગડાઈ વાપરી જાંણતાં નથી અને તેઓની રીત ભાંત ઉલટી તથા તેઓનું ઈમાંન જુદી રીતનું હોયછે, તેઆરે તેઓને પવીતરાઈનો અને સફાઈનો નાશ કરનારા દુરવંદો તરીકે ગણેઆમાં આવેછે. અને હેવા શબબને લીધે જીવતાં જીવતબી તેઓની સંગતને મુએલા નશા તરીકેની અપવીતર ગણીને દુર રેહવાની સહમજ આપેલીછે. હવે, જે માણસ નશા તરીકેનું રીમન ગણાય તે માણસને હાથનું પકવાંન અથવા ખોરાકબી નજીરા અને નાલાએક ગણાવો જોઈએ અને હેવા શબબ ઉપરથી જુદદીનોને હાથનું પકાવેલું ખાણું નહીં ખાવાને દીનના ખરા દાંનાવ લોકોએ ફરમાવેલુંછે.

વળી "દીનકરદ" નાંમની એક પેહેલવી બારામાં લખાએલી કેતાબ જે પાદશાહ ગુશતાસપના જમાનાથી હસતીમાં આવેલી ગણાયછે તેમાં નીચે જણાવેલી મતલબના સખુંનો આવેલાછે:—

"એમ જાહેર રીતે જણાવેઆમાં આવેલુંછે કે જુદદીન સાથેની દોસતી અથવા મેલાપ અને એકઠા થઈને વાત કરવાથી મજદયસનીઆંન લોકોની અશોઈનું ઘટવું થાયછે અને તે લોકોનો નજીરા તરીકો અખતેઆર કીધાથી મજદયસનીઆંન લોકોનાં ખોરેહ ઈમાને દબદબા તથા મરતબાનું ખરાબ થવું થાયછે. જુદદીન લોકોનાં વાંસણ અને જુદદીન લોકોનું ખાણું,—એક જાતની પલીદી અને નાપાકીની બરોબરછે. વાસતે જેઓ અકલમંદ હોય તેઓએ ચોકશાઈથી તે દુરવંદોથી દુર રેહવાની સંભાલ રાખવી, અને વલી તે ઉપરાંત જે વાસણ અથવા ફલ, અથવા બીજો સુકો ખોરાક તે જુદદીનો પાસેથી જો કોઈ મજદયસનીઆંન લીએતો તેહને તરણવાર પાંણીથી ધોઈને ચોખું કીધા બાદ પવીતરાઈથી ખાવું."



## શેદાબે ખુદ જાલેજરની ઉપર આશક થઈ અને તે બાબે તેણે પોતાની દાસીઓ સાથે મસલહત કીધી તે તથા બીજી બીનાં વીશે.

હવે એક દીન એવો બનાવ બનેઓ કે મેહરાબ પાદશાહ જાલેજરનો મોલાકાતે ગીઓ હતો, તાંહાંથી પાછો પોતાનાં મેહલમાં આવતાંવારજ પોતાની બેટી "શેદાબે" ની તથા પોતાની બાએડી "સીનદોખત" ની આગલ જાલેજરની ઘણીજ તારીફ કીધી. તેની બાજુની, તથા તેનાં જોરની, અને તેની મરદાંનગીની વખાંણ ગાવામાં તેણે કંઈ કશુર રાખી નહીં.

નથી જગમાં જાલ જેવો કોઈબી મરદ,  
છે તે પાસે દુનીઆંનાં પેહલવાંન કુલ રદ.  
તેનાં જેવા હાતથી લગામ પકડનાર,  
તેનાં જેવો ઘોડાપર બેસનાર સવાર,  
નહીં હશે કોઈનાંબી ઘરમાં ચીતાર,  
ન મલશે તેનાં જેવો કોઈ નામદાર.  
છે દીલથી જેમ સહીં—અને જોરમાં હાથી,  
બે હાત તેનાં રેલેચ જેમ "નાઈલ" ની નદી.  
આવેચ જેઆરે જંગનાં મેદાંનમાં તે બાહાર,  
કરેચ તે મુદઇઓનાં તંન—ધર ખુવાર.  
ચેહરો તેનો લાલ જેમ અરગવાંનનું ફુલ,  
ઉમરમાં છે જવાંન—ને જર માલથી પુર.  
અગર તેનાં તનપરનાં બાલછે સપેદ,  
પણ જોરથી મગરમછને કરેચ આજેજ.  
શીનાંમાં તે છે જેમ બલાનુ મગર,  
ઘોડાપર તે છે જેમ કે જંગી અજગર.

એ મુજબની જાલેજરની તારીફનાં સખુનો સાંભલવાથી "સીનદુખ્ત"* અને "રોદાબે" ઘણા અજબ થાએઆં. "રોદાબે" નું હઈએ ખુશાલીથી ખીલીને ગોલાબો રંગનું બનીએ. તેનાં દીલમાં તરતજ જાલેજરની ઉપરની મોહબતે ઘર કીધું, અને તેજ દીનથી તેની ચાલ-ઢાલ અને રંગ-રૂપમાં

---

* "સીનદોખ્ત" એટલે ચીનદેશની છોકરી—"તુરાંનદોખ્ત" એટલે તુરાનના મુલકની છોકરી—"ઇરાંનદોખ્ત" એટલે ઇરાંનના મુલકની—એ પરમાંણે જેહારે પાદશાહો બીજા દેશોના રાજાની દીકરીઓ સાથે નેકા કરતા હતા તેઆરે તે ઓરતોને એહવાં નાનો આપતા. એ વીશે મી॰ રાબરટસન અને બીજા ઇઅરોપીઅન લખનાર જણાવેછે કે—

"It was common to call Princesses after their native country: thus we find in oriental history, the names of Iran-dookht, or Persia's daughter, and Tooran-dookht, Scythia's daughter. Accordingly, Seen-dookht signifies China's daughter."

"Roodabuh" was the daughter of Mihrab the King, and Seen-dookht the Queen of Cabool. Seendokht was, in all probability, the daughter of the king of China, which was called Cheen or Seen, according to Sir Wm. Jones, in his seventh Discourse on the Chinese: but Mihrab having been descended from Zoohak, who conquered Persia B. C. 695, Meenoochuhar opposed the Union of Zal and Roodabuh. Mihrab also disapproved of their attachment, and, as Waring states, broke out into a paroxysm of rage, and was with difficulty restrained from destroying his unfortunate daughter."

મી॰ રાબરટસનનાં ઉપલા અંગરેજી સખુનોનો સાર એમછે કે,—"કાબુલના પાદશાહ મેહરાબની બેટી તે "રોદાબેહ" હતી, અને તેની માએ તે કાબુલની રાંણીનુ નામ "સીનદોખ્ત" હતું, એ "સીનદોખ્ત" તે ચીન દેશ તરફનાં કોઈ રાજા અથવા સરદારની બેટી હોવી જોઇએ. શાબબ કે જેમ સર ઉલીઅમ જોનસ નામના ગરંથકારે ચીન દેશ વીશેની વારતાની ચોપડીનાં સાતમાં ભાગમાં જણાવીએછે તેમ એ દેશને જેમ "ચીન" તેમજ "સીન"ના નામથી આગલા લેખોમાં જણાવેલુંછે. પણ મેહરાબ પાદશાહ પોતે પેલા અસલી "જોહાક" પાદશાહની ઓલાદનો હતો, કે જેણે ઇરાંનનો મુલક "ઇસુ મસીહ" ના જનમની આસરે ૬૯૫)-

જાણવા જોગ રીતનો ફેરફાર થઈ ગીઓ. દાંનાવ લોકો ખોલલી રીતેથી એવી નસીહત કહી ગોઆછે કે, કોઈબી મા–બાપે હરગીજ થઈને, કોઈબી બેગાનાં મરદની તારીફ પોતાની નોજુવાન વએની દીકરીઓ આગલ કરની નહી સબબ કે તેમ કીધાથી તે જુવાંન ઓરતોનાં દીલ ઉપર અજાએબ જેવો અસર થાએછે. બેશકના બાબમાં ઓરત જાતનાં દીલમાં ગોઆ સેતાંનનોજ વગ હોએછે, અને તેથી કાંને સાંભલેલી વાતોથીબી બાજે વખત તેને દીલ ભુંડો લખ લાગેછે. રોદાબેહની ખીદમતમાં પાંચ દાશીઓ હતી, તેઓની આગલ રોદાબેહે પોતાની છુપી વાતનો ખોલાસો કીધો અને બોલી કે—

થઈ છેઊં હું આશક જેમ રેલતો દરીઆવ,
પોંહચેચ તેનાં મોજનો આશક તક ઉઠાવ.
ભરાઈઊંચ જાલની મેહરથી માહરૂં જીગર,
ટુટેચ મંન એજ વીચારથી ખાબની અંદર.
જીવ માહરો જઈ છુપેચ તેમાંજ હરદમ,
ચેહરો તેનો જોવા દીન–રાત ખાંઊંચ હું ગમ.
શું કરશો તમો એ દુખનો એલાજ?
શું ચાહવોચ તમો–ને શું કહો છઓ વાત?
કરવો જોઈએચ એવો કોઈ પકો ચારો,
કે પાંમે માહરો જીવડો રંજથી છુટકારો.

એ વાત સાંભલી દાશીઓ બહુ અજબ થઈ અને તેનો તેવો વીચાર તેઓએ નાપસંદ કીધો. પછે એમ બોલીઓ કે એ દુનીઆંની

---

– વરસની આગમચ, ઇઆને આસરે ગીઆં ૨૫૦૦) વરશોની વાતપર જીહીતી લીધો હતો. એવી બુનીઆદનો તે મેહરાબ પાદશાહ હોવાથી તેની દીકરી રોદાબેહની સાથે જાલેજરનાં લગન નહીં કરવાને "મીનોચેહર" પાદસાહે મજબુત વાંધો લીધો હતો, અને પોતાની નાપસંદગી બતાવી હતી. મેહરાબ પાદશાહેબી પોતાની દીકરીનાં આશક થવાની વાત તરફ મોટો કરોધ બતાવેઓ હતો, અને "ઉવારીંગ" નામનાં એક બીજા ઇઅરોપીઅન ગરંથકારના મત મુજબતો તેણે ગુસામાં આવીને રોદાબેહને જબે કરવાનોબી એરાદો કીધો હતો.

બાનુઓનાં સર ઉપર સરફરાજી ભોગવનારી નાર, હીંદનાં દેશથી તે ચીનનાં દેશ તલક તાહરી તારીફની વાતો ફેલાઇ ચુકીછે. આએ જગતની ખુબસુરતોનાં દરમેઆંનમાં તું એક ખરા ચાંદ તરીકે ગણાએછે, અને એ જગતના બાગમાં કોઇ સરવનું જાહડ નથી કે તાહરાં કદની બરોબરી કરી શકે, તથા આએ આકાશ ઉપર કોઇ એવો સેતારો નથી, કે તાહરા રૂપશારનાં જહલકાટને પોંહચી શકે, પણ તું એકાએક હાલ બેશરમ અને બેવકુફ બની ગએલી દીશેછે. તાહરાં વાહલાં મા-બાપની ધાસતી કે કદરબી તું ધરાવતી નથી. જે શખસને તેનાં ખુદ જણીતા બાપે એક વેરાંન પાહડ ઉપર અકારો કરીને ફેંકી દીધો હતો, તે શખસ સાથે તું તાહરી મોહબતનો ગાંઠ બાંધવા અને તેને બગલમાં લેવા ચાહેછે તે બીનાં મોટો ધીકાર ઉપજાવનારીછે. એ શખસનાં ભુંડા દેખાવની વાત આખી દુનીઆંમાં પરસીધ થઇ ચુકીછે, અને તેનું પાલણ એક નીચ ખવાસના પખશીથી થાએલુંછે.

નથી જણીઓ કોઇ માએ આજ દીન તલક,
બુધા રૂપનાં દેખાવનો એહવો બાલક.
અગર પાંમે કોઈ જો એ રીતનો જનમ,
તો બે બુનીઆદ કેહવાએ તે હાં એકેદમ.
હીંગરા જેવા શુરખીદાર જેનાં બે ગાલ,
છે દુધીઆ સપેદ રંગી જેનાં કુલ બાલ.
તેવા નરને તું જો ચાહતી હોએ અગર,
તો અચરત થશે જગની કુલ નારી ને નર.
આહવાં તાહરાં રૂપ અને કદ અને બાલ,
થી આવશે ખાવંદ તાહરો ખોરશીદ મીશાલ.

એવા સખુન સાંભલીને રોદાબેહનાં દીલમાં ગરમ આતશની મીસાલની અગની ઉઠી, અને દાશીઓને એમ કહીઉં કે,— એ નાદાન અને કાચી સમજની ઓરતો, એ મુજબનાં સખુનો બોલવા તમોને ઘટારત નથી. જેઆરે માહરૂ દીલ શુકર શેતારાનાં હાત ઉપર લુટાઈઊંછે, તેઆરે માહતાબ સાથે દીલ બાંધવાને તમો મહને સોંચનાં કરોછેઓ તે

કેમ બની સકે? જે પરાંણીઓનો ખોરાક શુકી ખાક હોએછે તેઓ ખીલતાં ગુલ તરફ પસંદગીની નજરથી જોઈ શકતાં નથી, જો કે તે ગુલ પેલી ખાક કરતાંને સદ હજાર મરતબે બેહતર હોએછે તોબી.

"હોએ જેનાં જીગરનો સરકોજ એલાજ,
મધ પાએઆથી દુખ તેનુ થાશે જીઆદ.
નથી માંગતી રાજ,—કે નહી શાહે ચીન,
નથી માંગતી શેહનશાહે ઈરાંન જમીન.
સામનો પુત જાલજ છે માહરો સાથી,
સંઘીનાં જેવીછે જેની આંહંધ ને છાતી.
અગર કેહો તે બુઢો,—અગર કેહો જવાંન,
પણ તેજ છે ખુદ માહરે આ બદન ને જાંન.
તે બીન બીજું નથી કંઈબી માહરે મન,
તે બીન ઈઆદ નો કરો કોઈ બીજો સજન.
વગર જોવે દીલ ગીઉછે તેનીજ ઉપર,
વાત તેની સાંભલીનેજ થઈચ હું મીતર,
આશક છેઊ હું તેપર,—નહીં કે રૂપને બાલ,
છે તેનાંજ હુનર પર મુજ જીવડાનો ખેઆલ."

એ મુજબનો દુખ ભરેલો જવાબ સાંભલીને તે બાંદીઓ રોદાબેહનાં જીગરની ખરેખરી હાલત પાંમી ગઇઓ, અને તેનાં દુખ સાથે પોતાનાં દીલ તે બાંદીઓએ એક મલતાં કીધાં. એ પછે એક આવાજે તેઓએ કબુલ કીધું કે તેની મતલબ મુજબનુ કામ બજાવી આપવા પાછલ તેઓ પોતાનાં જાંનો વટીક જોખમમાં નાંખવાને ચુકશે નહી.

હમો જેવાં લાખ જણછે તુંજ પર ફીદા,
અકલ રેહજો તાંહરાં જીગર સંગ રવા.
કાલી તાહરી આંખ રેહજો શરમથી પુર,
રહેજો તાહરાં મુખ ઉપર મરવતનુ નુર.
દોડી—ધાંમી કામ તાહરે લાવીશું બર,
ઉડશું પંખી પેરે ખુદ એજ ચીજ ખાતર.

પોહંચાડીશું જાલ ને તું માહતાબની પાસ,
મેલવશું હર બાંહાંને તેને તાહરી સાથ.

એવા સખુનો તે દાશીઓને મોહડેથી સાંભલીને રોદાબેહે પોતાનાં હોટો હસતા કોધા, અને બોલી કે જો એ મુસકેલોનુ આસન થશે, તો હમારા સંબંધથી એવો ફુલવંત રોપો ખીલતો થશે કે દીન ઉગે તેની ડાલી ઉપર ઘણાં કીમતી ફુલો ઉગી નીકલશે, અને તેની કીરતી અને આબાદીની અસર ચો તરફ ફેલાશે.

---

**રોદાબેહની દાશીઓએ હીલા મકરથી જાલેજરની મેલાકાત લીધી, અને ખરા ભેદની વાતથી તેહને વાકેફ કીધો, અને તેની પાસેથી ઈનામ તથા હદીઆ તરીકેની કેટલીએક ચીજો લઈને તેઓ પાછી રોદાબેહ આગલ ગઈઓ તે વીશે.**

તે દાશીઓ તરતજ સાંહાંથી ઉથીઓ અને કીમતી રેસમી કપડાંનો અને બીજી ચીજોનો સંગાર કરીને ખોરમ બાહરની મીશાલે કાબુલ શેહર આગલની નદીને કીનારે જઈ ઉભીઓ. એજ નદીને કીનારે જાલેજરબી પોતાનાં માણશો અને પોતાનાં અસબાબની સાથે પડેલો હતો. ખીલતા ચમનની મીસાલના ચેહરાવારી પેલી દાશીઓ ફરતી ફરતી જાલેજરની રેહવાની જગા તરફ આવીને બાગમાંથી ફુલો તોડવા અને આપ અપસમાં વાત ચીતો કરવા લાગી. જાલેજરની નજર તે બેગાંની ઓરતોની ઉપર પડતાંજ, તેણે પુછીઊં કે આએ બાગની અંદર એ મુજબની વગર દેહસતથી જે અસતરીઓ પસાર કરેછે, અને શુગંદી ફુલો તોડીને બગલમાં મારેછે તે કોણછે? એનાં જવાબમાં તેને એવા સખુનો કેહવામાં આવેઆ કે કાબુલના પાદશાહની બેટીની તેઓ ખાસ દાશીઓછે, અને તેઓ પાસે

પોતાની બાઇનો કંઈ ખાસ અને ખાંનગી પેગામબી છે. એ સાંભલતાંજ જાલેજરનું જીગર ગરમી ઉપર આવીઊં, અને તેનાં મનમાં બેચેની અને બેકરારીએ ઘર કીધું. તરતજ નદી વટાવીને તે પેલે પાર ગીઓ, અને જલકુકરીઓનાં શેકાર કરીને ઘણાએક પંખીઓને બેજાંન કીધાં. તે મારેઆં ગએલાં પખશીઓને દુરની જગાપરથી એકઠાં કરી લાવવા કીજે તેણે પોતાનાં એક ચાકરને મોકલેઓ. એ ચાકર ફ્રરતાં ફ્રરતાં પેલી દાશીઓ જે જગાપર હતીઓ તે જગાપર જઈ લાગો. તેજ વખતે એક દાશીએ તેને પુછીઊં કે એ શખસ તું કોણ છે? અને અતરે શું કારણશર આવેઓ છે? પેલો સહીંની મીસાલનાં કઉવતવાલો જવાંન મરદ તાંહાં ઉભેલોછે, તેબી કોણ છે? પેલા ચાકરે ઉતર આપેઓ કે એ કાબુલી અસતરીઓ તે મરદ બાબે તમોએ કંઈબી પુછપરછ કરવી નહી જોઈએ. એ પેહલવાંન તો પેલાં "નીમરૂજ" શેહરનો હાકમછે, અને પેલા સામ પેહલવાંનનો બેટો થાએછે. એનાં જેવો આએ દુનીઆંમાં કોઈ બીજો મરદ નથી, અને એની વખાંણ તમામ શેહરોમાં ફેલાઈ રહીછે. એવું સાંભલીને તે દાશીઓ હસવા લાગીઓ, અને તેની મશકેરી કરીને તેને એમ કહી સંભલાવીઊં કે, તું કેહેછે કે તાહરા શેઠ જાલેજરનો કોઈ જોરીઓ નથી. પણ હમારા પાદશાહ મેહરાબનાં મેહલમાં એક બાંનુ એવીતો કબુલ સુરતછે કે તાહરો શેઠ તેની આગલ કુચ બીસાદનો નહી ગણાએ.

તે છે તાહરા શાહ કરતાં અતીસ સરસ,
ચેહરો તેનો છે ગોઆ ચંદરજ બસ.
સરવ જેવું કદ તેનુ છે પુર બુલંદ,*
સપેદીમાંછે જેમ હાથીદાંતનો રંગ.
મુંફીઊંચ તેનાં સરપર ખુદ ઇઆજદાંએ તાજ,
બનીઉછે તે સુગંદી કસતુરનુજ ખાસ.†

---

* "ડરાઈદન" નામના અંગરેજ કવીએ લખુંછે કે.—

"Erect as alders and of equal height."

† "લેદી મોનટેગ" નામની એક કાબેલ ઇઆરોપીઅન બાનુ ઇરાન દેશાની ઓરતોનાં માથાના બાલ વીશેની તારીફમાં લખેછે કે.—

"I never saw in my life so many fine heads of hair. In one lady's I have counted one hundred and ten of the tresses, all natural."

નરગેસ રંગી આંખ બે ફુલ અંદેશાદાર,
ભવાં તેનાં બે છે પુરાં મેહરાબદાર.
છે તે મેહરાબ હેઠલ એક થામલી દીલકરા,
દીસેચ તે જેમ રૂપાની કલમજ બસ.‡
મોહોડું તેનું મુફલેસના દીલ પેરે તંગ,
જુલફો તેનાં જેમ પગની જંજીરનાં બંદ.
બે થાન તેની છાતીપર પુર જાદુઈદાર,
ચહડે તેનાં જોનારને ખાબની ખુમાર.§
બે ગાલ તેનાં રંગે જેમ ગુલે લાલા,
કસતુર પેરે બાલ તેનાં સરનાં કાલા.

---

‡ "થામલી" એટલે અતરે નાખ વીશે એસારો કીધેલો સમજવો, ઇઆને જેમ બે આરકાં અથવા મેહરાબ વચે એક થામલો મુકેઆમાં આવેછે તેમજ આંખના બે વાંકદાર ભવાંની વચે જે નાખછે તે ગોઆ એક થામલી છે અને તે દુરથી ગોઆ એક રૂપેરી કલમના આકારની લાગેછે. મી૦ ચારદીન (Chardin) નામના ગરંથકારે લખુંછે કે.—

"Black hair is most in esteem with the Persians as well the hair of the head as the eyebrows: the thickest and largest eyebrows are accounted the finest, especially when they are so large that they touch each other."

§ ઇઆને તે થાન એહવાં તો આબદાર અને દીલકસ હતાં કે જાદુઈની પએ તેને જોનારાઓનાં મનની ઉપર અસાર થતી હતી અને તેઓ મસત અને બેહોશ બની જતા હતા. "હુલી" (Hoole) નામના એક ઇઅરોપીઅનનાં લખાણમાં તથા "સાલેમન" ના ગીતમાં ઓરતના થાન અથવા આંચર વાશે જે સખુનો વાપરેઆમાં આવેઆછે તે નીચે મુજબના છે.—

"Firm as the budding fruit, with gentle swell,
Each lovely breast alternate rose and fell."

---

"Thy two breasts are like two young roses
That are twins, which feed among the lilies."

નહીં પામતો નફસ તેનો હોટ આગલ રાહ,
નથી ગોઆ તે જેવો જગમાં કોઈ માહ,
કાબુલથી ચાલી આવેઆંચ હમે હાં આજ,
જાલેજરનેજ મલવાનું છે કામ ને કાજ.
દીસેછે હમોને એહવુંજ સજાવાર,
કે શેદાબેનો થાએ ખુદ જાલેજર ભરથાર.
સુરખ રંગના બે હોટ તે નારના તમામ,
નો આરાના થાએ તાહરો શેઠ જાલજર બીન સાંમ.

એવા સખુનો પેલી દાશીને મોંહડેથી સાંભલીને જાલેજરનાં ચાકરે એવો જવાબ દીધો કે એ રંગીલી ઓરત, તાહરા કાબુલનાં જહલકતા ચાંદાની સાથે, જો જાલેજર જેવો દીપકતો આફતાબ જોડાએ તો ઘણુંજ બેહતર થાએ એમ હું કબુલ કરૂં છેઉ. એટલુંજ બોલી હસતો હસતો તે જાલેજરની તરફ ચાલેઓ. જાલેજરે તે વીશેનો તરતજ તેને સવાલ પુછેઓ. તે ચાકરે સઘલી બીનાં ખોલાસાવાર તેને કહી, અને જાલેજર તે સાંભલીને અતીઘણો હરખમાં આવેઓ. તે ચાકરને જલદીથી તેણે પેલી દાશીઓ આગલ મોકલેઓ અને કેહવાડીઉં કે આએ બાગનાં મકાં-નમાં આવી લગરીક વીશામો લેવો. અને આએ બાગ મધેનાં ફુલફુલોની સાથે, માહરી તરફનો કેટલોએક કીમતી હધીઓ તથા માહરો એક ખાસ પેગામબો લીધા વગર તમો પાછાં તમારી શેઠાણીની આગલ જસો રખે. એટલું કહીને પોતાનાં ખજાનાંમાંથી કેટલાંએક મુલદાર ગોહરો તેમજ ભારી કીમતના વસતરો તઈઆર કીધાં, તથા ખુદ પોતાના કાનમાંથી એક અમુલીઅ લુલક બાહેર કાહડીઉં* એ ઉપરાંત બે નામીચી વીટીઓ

---

* પારશીઓના ઈરાની વડવાઓ આગલા જમાનામાં, પોતાના કા-નમાં, તથા ગલામાં, તથા હાતોમાં કીમતી ગોહરો અને જર જહરવેરની ચીજો સંગાર દાખલ પેહરતા હતા તે વાત ખરીછે. જુદી જુદી જગાઓ ઉપર જે જે નકશો તથા ચીતારો અને કોતર કામો ઈરાનના મુલકમાં આજ તલક કાએમછે, તે ચીતારો ઉપરથી એ સંગારની નીશાનીઓ દીઠામાં આવેછે. આગલા જમાનામાં મરદ લોકોમાંથી ઘરેણું પેહેરવાનો—

જે ઈરાનના પાદશાહ મીનોચેહેરે તેને બખશેશ કીધી હતી તે વીંટીઓબી પેલા ચાકરને આપીને પેલી દાશીની આગલ મોકલેઓ અને તેઓને કેહવાડીગ કે એ સધલું ગુપત રીતે રોદાબેહની આગલ લઈ જાએ, અને કોઈબી બીજા શખસની આગલ એ ભેદ બાબેનો દમ નહી મારે. તે ચાકરે તેમ કીધું. પણ પેલી દાશીએ તે સધળું લઈને એવો જવાબ આપેઓ કે એ વાત લાંબા વખત તલક છુપાઈ રહેવી મુશકેલછે. દાનાવ લોકો કહી ગીઆછે કે, એક અથવા બે જણ વચેની વાતનો ભરમ કદાચ છુપાઈ સકે, પણ જેઆરે તે વાત તરીજાને કાને જાએછે તેઆરે તેનાં ભરમનો અટકાવ થઈ શકવો મુશકેલ રેહછે. વલી ચેઆર જણા વચેનો જાણીતી વાત છુપી શખવાની તો આશાજ રેહતી નથી, અને અંતે તે સારી આલમના લોકોને કાને જએઆ વગર રહેતી નથી. શેવટે જાલેજર પોતે તે દાશીઓ પાસે ગીઓ કે પેલી કાબુલી નાંજનીનની વાત પુછીને વાકેફ થાએ. જાલેજરને આવતાં જોઈને તે દાશીઓ તેનાં માનને ખાતર સાંમને એસતેકેબાલ જઈને, તેની આગલ નમીને નમશકાર બજાવેઓ.

---

—રેવાજ હતો એહવું જણાએછે, સબબ કે જેમ રૂસતમે તેહમીનાં સાથે મોહબત કીધા બાદ પોતાની બાજુપરથી એક મોહરો અથવા બાજુબંદનું જહવાહેર કાહાડી આપીગ હતું, અને તેની નીશાની દાખલ છોકરી અથવા છોકરાને પેહરાવા કહીગ હતું, તેજ મીસાલે "કરીસટીઅન" લોકની "જેનીસીસ"ની પોથીમાં આવેલા લેખમાં જણાવેછે કે.—

"Still it is remarkable, that when, after his seducing her, Judah left Tamar, he deposited with her as a pledge, both his "signet and his bracelet."

"સર ઉલીઅમ અઓસલી" એ ઈરાની ઓરતોનાં લબાસ અને ઘરેણાની વીગત જણાવતાં લખુંછે કે.—

"The lady's dress, except her inner-garment is wholly composed of shawls; in her hair is an ornament of emeralds pearls, and rubies; the same jewels constitute those Bajoobunds, which encompass her arms."

રોદાબેહની દાશીઓએ જાલેજરને સઘલી કેફી-
અતથી વાકેફ કીધો, તે બાદ દાશીઓ રોદાબે
પાસે ગઇઓ અને જાલેજરની અતીઘણી
તારીફ કીધી તે વીશે તથા જાલેજરને
રોદાબેહના મેહલમાં દાખેલ કીધો તે
તથા તાહાં તે બેહુ જણા વચે
ઘણાજ દીલકશ અને મોહબત
ભરેલા સખુનોમાં વાતો
થઇ તે વીશે.

રોદાબેહની ચાલચલણ તથા ખુબસુરતી અને બીજી સીફતો વીશે જાલેજરે પેલી દાશીઓને તરેહવાર રીતના સવાલો પુછેઆ અને સઘલી અગતની હકીકતોથી વાકેફ થવાને ચાહીઉં. વલી તેઓને જાલેજરે ખોલલી રીતે ચેતવણી આપી કે સાચે સાચું બોલવાથી તેઓને મોટું ઈનામ મલશે, પણ જુઠી વાતોના ફ્રેજમાં તેઓને ગરદન મારવામાં આવશે. અથવા હાથીનાં પગ તળે રગડીને મારી નાખેઆમાં આવશે. એ દાશીઓ મધેથી નાંધલી ઉમરની પણ ચબરાક એક દાશીએ હીમતથી એવો જવાબ આપેઓ કે.—

હતી તેમમાં નાંધલી ઉમરની એક નાર,
જાલની સાથ બોલવા તે થઇ હુશીઆર.
કહીઉ તેણે એમ કે જગની માએઓ નેક,
ન જણશે એવી રીતની પુતરી હરગેજ.
રૂપેરી બદનનીજ છે ખુરા પુતલી એક,
ચાંદા રૂપની-કરેચ જે લશકર આજેજ.
તાહારાજ જેવીછે તે બાંનુ પુર દલીર,
તાહારાજ જેવી ઊંચી-ને કઉવતે શીર.
છે સરથી પગ તક જેમ ચમપેલીનુ ફુલ,
રંગ ને ખુશાબુઈથીજ ભરપુરછે તે કુલ.

દીપેચ તેનુ મુખ-સીધાં બદન ઉપર,
જેમ તેજી તારો એક સરવે "ઇઅમન" ઉપર.
સુગંદી સીહા બાલની કમંદ બે ખાસ,
લટકેચ તેનાં ગુલરંગી બે ગાલો પાસ.
ખુરા બુઇદાર કસતુર ને કીમતી અંમબર—
થી મઢી લીધુંચ ગોઆ તે બાંનુનુ સર.

એવી રીતની તારીફથી જાલેજરનુ દીલ પુર ગરમીદાર થઇઉ, અને તેથી મીઠાસ અને નરમાશથી તે પેલી દાશીને સમજાવા લાગો કે કોઈ તદબીરથી માહરો અને રોદાબેહનો મેલાપ થાએ તેમ કર. માહરા હઇઆમાં તેનોજ દીદાર જોવાનો આરજુ થઇછે. પેલી દાશીએ કહીઊ કે ઠીકછે, હરએક રીતના હીલા મકરથી તાહરી વખાણ ગાઇને, જેમ બને તેમ શેતાબીથી તેનો મેલાપ તાહરી સાથે થાએ તેમ કરીશ. કસતુરી ખુશબુઇનુ તેનુ સર તાહરી બગલમાં આવે, તથા કીરમજી રંગના તેનાં દીલકશ હોટો તાહરા હોટોની સાથે મલે તેવા એલાજ કરવાને હું ભુલીશ નહી. વાસતે તરતજ તું માહરી સાથે એક લાંબી કમંદ અથવા રશી લઇને તે બાંનુના મેહલની આગલ આવ, કે અંધારી રાતને સમે તે બાનુના મકાનની સાથે લટકાવીને તેના માર ઉપર ચહડી જવાને બની શકે. એવી ગોઠવણ કરીને તેઓ શઘલાં મેહલની તરફ ગીઆં, અને પેલી દાશીઓએ સઘલી બીનાથી રોદાબેહને વાકેફ કરીને, જાલેજરને માર ઉપર ઘસડી લેવાની તદબીર કીધી. રોદાબેહ પોતે તે મેહલની અગાશી ઉપર આવી ઉભી.—

કાબુલનાં મેહેલની અગાશી ને ચાલ—
પર પુનમનાં રોશન ચાંદાની મીશાલ,
આવી ઉભી બાંનુ જેમ સરવનુ જાહાર,
માશુકનેજ જોવાની થઇ ઇનતેજાર.
દીઠો જેઆરે દુરથીજ તે "જાલ" નામદાર,
હરખથી ઉભાઈ તે નખરાં ભરી નાર—
હોટો હીલવી કાહડઓ એમ નરમ અવાજ,
ભલે આએઓ તું એ નર ભલે તું આજ.

રેહજે તું પર તે જગનાં કીરતારની મેહર,—
આઈ ઊ તાહરા જેવું ફરજંદ જેને ઘેર—
તે પરબી રેહજો રબનાંજ આશીરવાદ,
વલી માહરી દાશીબી રેહજો આબાદ.
કે કહીઊં તું જે રીતનુ તું વીશે બેઆંન,
તેવોજ સરથી પગ તક છે તું બે ગુમાંન.
હાલ પાંમીછે તુંથી આજની કાલી રાત,
દીપક ને જહમક ભરેઆ રંગીન ચમકાટ.
તું રંજ ખેંચી દુરથી આઓ પાંઉપેઆદો,
દુએઆ હશે તેથી તુજ પાદશાહી પગો.

એવો આવાજ જેઆરે માર ઉપરથી જાલેજરે સાંભલેઓ તેઆરે ઊંચાંણ તરફ જોતાંજ શુરીઅનાં રૂપવાલી એક દીલનવાજ નાર તેનાં દીઠામાં આવી, કે જેથી તે મેહલની અગાશી તેમજ આસપાસની જગા ગોઆ જહલેદાર બની રહી હતી. પછે હોટો ખોલીને તે એમ બોલેઓ કે, એ ચંદરનાં મુખડાવાલી પાકજાદ નાર, આએ ફરતા આકાશનો આશીરવાદ તું ઉપર ચાલુ રેહજો. દીશનાં રંજ ખેંચી, તથા રાતનાં ઉજાગરા કરીને, તાહરૂંજ સવરૂપ જોવાને હું માહરી ચશમો ઊંગાડી રાખતો હતો, અને તુને મલવાને ખાતરજ તે ખોદાતાલા પાશે દુઆ માંગીને પોકારેઆ કરતો હતો. આજે આએ ઘરીએ તાહરો દીદાર જોઈને મહને અતીઘણો શંતોશ ઉપજેઓછે, તોબી જેઆરે તું મેહલની અગાશી ઉપરથી ઊંચે ઉભીછે, અને હું નીચે ધકેલા ખાંઉ છેઉ તેમાં વલીઊ શું. વાસતે કંઈ ઉપાએ કર, અને મહનેબી માર ઉપર લે. એવા સખુનો જાલેજરને મોહડેથી સાંભલતાં વારજ, તે બાંનુએ પોતાનાં સર ઉપરનાં બાલ અને ચોટલો ખોલલો કીધો, અને વાંકી વલીને છેક જાલેજર ઉભેલો હતો તાંહાં તલક નીચે લંબાવેઆ.

પેચની અંદર પેચો—ને વલ ઉપર વલ,
અજદા પેરે મરોડથી વાંકદાર અસલ;
અંબરી સુગંદનાં તાર ઉપર તાર—
નાંખેઆ લટકતા તે અગાસી બાહાર.

જઈ પોહંતા ઉપરથી નીચે તક છેક,
પછે મારેઆ પોકાર રોદાબેહે એક.
કે એ જંગી પેહલવાંનને ખુનનાં જવાંન,
શેતાબીથી તંગ બાંધ તું તાહરી મેઆંન.
તું સહીં જેવી બાજુ તાહરી ખોલલી કર,
તેજી તાહરી ચુંગાલમાં આએ બાલો ધર.
કે તુને ધરવા ખાતરજ છે માહારા બાલ,
તાહરેજ વાસતે ઉધારી કીધોચ સંભાલ.
લંબાવેઆછે મેં એ જુલફનાં તારને,*
કે દસતગીર થાએ તું જેવા નેક ઇઆરને.

એ મુજબનાં લાંબા તથા વલદાર અને ખુશબુઈ ભરેલા બાલ જોઈને જાલેજર અતીઘણો અજબ થાએઓ, અને તરતજ તે ઉપર પોતાનો પંજો નાંખીને પોતાની આંખો સાથે દાબવા મંડી ગીઓ, તથા અતીઘણા પેઆરથી તે ઉપર બોસા અને ચુંમા લીધા, અને પછે તેણે એવો જવાબ આપેઓ કે એ મુજબની ચાલ હું માહરી તરફથી ચલાવામાં કંઈબી શેઆણપત કે કંઈબી ખરી મોહબત જેવું બતાવી સકું નહી. ખોદાતાલા મહને એવો દીન નો દેખાડતો કે જેઆરે માહરે હાતથી તાહરાં જેવાં પાકીજે સરનાં આએ અમુલીઅ બાલો મધેનાં એક બાલનેબી ઇજા થાએ. એટલું બોલી પોતાના હાત મધેની કમંદ જાંહાં રોદાબે ઉભેલી

* ઇઆને રોદાબેએ પોતાના સરના બાલ અગાસીપરથી નીચે નાખેઆ અને તે એટલા લાંબા હતા કે છેક નીચે જાંહાં જાલ ઉભેલો હતો તાંહાંસુધી પોંહોતા, અને પછી જાલને કહીઉ કે, એ બાલ ઉધારીને એટલા બધા લાંબા તેનેજ ખાતર કીધા હતા, વાસતે એક દોરડાંની મીસાલ તે બાલો પકડીને તેણે ઉપર ચહડી આવવું. એ રીતની ખરી મોહબત અને પેઆરના સખુનો સાંભલી જાલે તરત તે બાલોને આંખસે લગાડેઆ અને તે ઉપર ચુંમીઓ લીધી, અને પછે પોતાની કમંદનું દોરડું નાખીને ઉપર ચહડી ગીઓ હતો. ચીના લોકોમા પોતાના સરના બાલ અને ચોટલા ઘણા લાંબા રાખવાની ચાલ આજ સુધીછે. તેઓ બાજે વખત કોઈ બીજી ચીજબી સાથે વીટાલેછે અને લાંબા કરેછે.

હતી તે તરફ ઊંચે ફેંકી. એ કમંદનો ફાંસો એક કંગોરાની અંદર દાખલ થતાંજ ટીંગાઇને તે ઉપર ચહડી ગીઓ. મેહલનાં ઓરડની અંદર દાખલ થતાંજ તમામ દાશીઓએ અદબ અદાથી તે ઉપર દુઆ આફરીન કીધી. રોદાબેહે તરતજ જાલેજરનો હાત પકડી પોતાનાં જીગર સાથે લગાડેઓ, અને પછે તે માર ઉપરથી નીચે ઉતરી હેઠલા ભાગનાં એક હાલમાં પાદશાહી દબદબા ભરી મીજલશ કરી સઘલો વખત ખુશી ખોરમી અને ખાંનાંપીણામાં ગુજારેઓ. એ આશક માશુકનાં જોડાંએ નીરમલ શરાબથી પોતાનાં હઈઆં ચકચુર કીધાં, અને અરશપરસ અતર તથા ગોલાબ છાંટીને એકાંત જગોએ જઈને મોહબતની વાતોમાં મશગુલ થએઆં.

છાંટેઆં એકએક પર અતર ખુશબોદાર,
બગલગીરી કીધી બેઉએ મોહબતદાર.
મગર સહીંએ પોતાનો દીલકશ શેકાર,
જમીન ઉપર રગડી નહી કીધો ખુનખાર.
કહીઉં જાલે દીલથી રોદાબેહને આમ,
એ શુગંદી-રંગીલી માશુક નેકનામ.
સાંભલશે મીનોચેહર જો આએ દાસતાંન,
તો નાં પસંદ કરશેજ તે ખુદ બીગુમાંન.
વલી સામબી મારશે એ બાબે બરાડ,
ખીજવાઈ લાવશે મુજ ઉપર ગુસાની ધાડ.
પણ જાંહાં તક છે આએ માહરો જાંન અને તંન,
તાંહાં તલક નહી માંનશ કોઇનો સુખંન.
કબુલ કરેંચ તુનેજ તે દાદાર હજુર,
કે તુજ સાથનાં વચનથી નહી થાશ હું દુર.
એકાંત બેશી કરસ રબીનીજ સેતાએશ,
રબનીજ પાસે માંગશ હું માહરી ખાહેશ.
કે સામ અને શાહનાં જીગરમાંથી કુલ—
લડાઈ ને જુદાઈનુ ધોઈ નાંખે મુલ.
સાંભલશે તે સાહેબ જો માહરી અરજ,
તો જાહેર રીતે કરશ હું તુને ઓરત.

એવા સબદો સાંભલીને રોદાબેહે ઉતર આપેઓ કે એ નામવર પેહલવાંન "જાલ," દીન અને દુનીઆંનાં તે પાકપરવરદેગારનાં સોગન ખાઇને હું ખુદ તેનીજ હજુરમાં એવું કબુલ કરૂંછેઉ કે, તાહરા સોવાએ કોઇબી બીજા શખસને હું માહરા જનમનાં સાથી તરીકે કબુલ મનજુર રાખીશ નહી.

ખોદાજછે આ માહરી જબાનપર ગવાહ,
કે આ જગનાં પેહલવાન જાલેજર સીવા,
નહી થાશે મુજ જીવનો બીજો કોઈ શાહ,
તુંજ છે માહરૂં–તખત–બખત–ને કોલાહ.

એ પછે તે બેઉની પરીત એક બીજાપર અતીશે વધી, અને એક બીજાનો મેલાપ અચબુચ રીતે થાએથી તેઓનાં દીલ ઘણા હરખ પામેઆ હતાં. એવી રીતના એખલાસ અને મોહબતના મોઠાસવાલી રાત ગુજરી જઈ, બામદાદનો વખત થએઓ અને દરબારની કચેરીમાં નગારાંના આવાજો ઉઠેઆ, તેઆરે એક બીજાથી પાછા જુદાં પડવાનો વખત આવેલો જોઇને તે બઉ જણાની છાતી ભરાઈ આવી, ને આંખમાંથી આંસુ વરસાવી, તથા આકાસની તરફ ઊંચું મોહડું કરીને બોલવા લાગાં કે, એ આકાશ! આ કુંરતા સુરીઅને એટલો બધો જલદીથો તું અતરે સું કામ લાવેઓ? અને આએ હમારા એખલાસનાં મીઠાસ વચે જુદાઈનુ જેહર શું કામ નાખીઉ? એ પછે જાલેજરે પોતાના હાત મધેની રસો નીચે નાખીને માર ઉપરથી પાછો નીચે ઉતરીને પોતાના મકાન તરફ ગુપચુપ રીતે ચાલેઓ ગીઓ.



**રોદાબેહ સાથે પરણવા સારૂ જાલેજરે પોતાનાં વજીરો અને શાથીઓનુ મત પુછીઉ તે વીશે, તથા ઇનસાન જાતે આએ દુનીઆમાં બાએડી જરૂરજ કરવી જોઇએ તે વીશે.**

સઘલા દાનાવો અને વજીરોની એક સભા જાલેજરે ભેગી કીધી. તેઓની હજુર હરખ અને ખુશાલી ભરેલી રીતે જાલેજરે વાત કાહડી. પરથમમાં તે પરવરદેગારનુ નામ જબાન ઉપર ઈઆદ કીધું.

પછે બોલીઓ એમ કે તે દાદાર પાક,
થી રેહજે આપરા દીલમાં ઉમેદ ને બાક.
ઉમેદનીજ બખશેશ ને ગુનાહનાં ડર,
ના હોકમપર રાખીવીજ ઘટેછે નજર.
વખાણ તેનીજ કરીએ હાં-જેમ બને તેમ,
દીનરાત ઉભા રહીને તેથીજ ચાહીએ રેહેમ.
આએ ફરતા શુરીઅ-અને આએ ચાંદા,
નો બનાવનાર છે તેજ તે કાદેર ખોદા.
દેખાડેછે જીવને તેજ નેકીની રાહ—
દીલકરા આએ જગને છે તેથીજ પનાહ.
છે બેઉ જગની દાદ ને ઈનસાફનો ધણી,
તેથીજ છે બાહાર, ને તીર ને પત જહરી.*
તેજ રાખેછે જાહડ ઉપર ફલ, ફુલ ને પાન,
રંગ અને વાસથી તેજ રાખેચ જવાંન.
કરેચ તેમનેજ વલી તેજ બાજે વખત,
બુઢાપાના રંગ-રૂપમાં બીલકુલ જરદ.

---

* "તીર" એ એક મહીનાનુ નામછે, ઈઆને એ મહીનામાં આવતી રૂતુ, તથા શીઆલાની અને બીજી રૂતુઓના ફેરફારોનો સબબખી તે ખોદાનીજ કરામત છે.

તેજ સાહેબના ફરમાન ને તેનાજ વીચાર,
જાન નહી ફટકી શકે કોઈબી વસતુ બાહાર.
તેનાજ ખાસ ફરમાનની અસર વગર,
નહી હીલતો કીડીનો એક પગ જમીનપર.
પેદા કીધી જેઆરે તખતી ને કલમ,
લખી તમામ બનનારી ચીજો એકદમ.
આબાદ કીધી આ જેહાનને ખુદ જોરાંથી,
કે એખલાથી નહી થઈ શકે હાં વરધી.
એખલો નથી કોઈ હાં—સીવા તે દાદાર,
નથી જેનો શરીક,—કે જોડીઓ,—કે ઇઆર.
જોરામાંથીજ કીધીચ તેણે કુલ પેદાસ,
ભરમનાં પરદામાંથી કાહડીઓચ પરકાશ.

એ મુજબ એ ભાઈ જો તું ધીરજથી તપાશી જોશે તો, અને આએ નીચલી જગથી તે ઊંચા આકાશ તલકની શોધ કરશે તો, તમામ હસતીમાં તુને એજ પરમાણેનુ નજર આવશે. આએ જમાનો અને આએ તમામ જમીન માણસ જાતથીજ આરાસતા થઈછે, અને માણસજ આએ હસતીનો ગોઆ ખરી મતા અને ખરી કીમત છે. જો તે પરવરદેગારે આએ જગતમાં જોરાં બંધ પેદાશ નહી કીધી હતે તો, તમામ જાતની શકતી અને શોભા ગુપત અથવા અંધારામાં રેહતે. વલી જોરાં વગર તે ખોદાતાલાની દીનના ફરમાનોની અસરબી જવાન શખસોના મન ઉપર બરોબર રીતે કારગા થાએ નહી, ઇઆને જવાન મરદ ઓરતને વગર પરણવે રેહવા દીએ તો, ખોદાતાલાએ ફરમાવેલી નીતી જલવાઈ શકાએ નહી. વલી જે શખસોના ખાનદાન બુજરગ અને નામીચાં હોએછે, તેઓના માન અને મરતબા, વગર પરણવે સચવાઈ શકતા નથી. આએ દુનીઆમાં જો કોઈ શખસ જેહાંપેહલવાનનો મરતબો અને ઓહદો ધરાવતો હોએ, અને તે જો ઓરત પરણે, ને તેને પેટે એક ફરજંદનો જનમ થાએતો તેના જીવને બહુ ખુશાલી થાએછે. અને જયારે તેહેવા શખશનું મરણ આવેછે તારે તેના દીલને સંતોશ રહેછે. ફરજંદની પેદા-

શથી આ જગમાં નામ રહેછે, અને આ દુનીઆનું તાજ તખત તથા માલ મીલકત આબાદ અને આરાસતા રહેછે.

થાએચ તેથી આરાસતા તાજ ને તખત,
મુવાંનુ રેહચ નામ ને જીવતાંનુ બખત.
એ રીતેનીજ છે કુલ માહારી દાસતાંન,
મહનેજ જોઈએચ નરગેસ-ગુલ ને બોસતાંન.
ગીણચ માહરૂં દીલ અને હોશ ને અકલ,
કહો તમો કેમ વાલસો એ દુખની કલ?
મેહરાબ શાહનો મેહલ છે માહરીજ મેહરથી પુર,
છે જમીન તેની જેમ કરતાં ગગંનનુ નુર.
કબુલીચ આએ દીલ મેહેરાબનીજ પુંતરી,
વરસાંણચ મેહરના આંસુ આંખથી હર ઘરી.
છે "સીનદુખત"ની બેટીથી આએ દીલ આજેજ,
કેહો કે સું પામશું "સાંમ"થી એહનો રૈજ?

વલી મીનોચેરશાહબી એ વાત સાંભલીને મને નાદાનમાં ગણશે. આપણી દીન આઈનના કાયદા મુજબ શું ગરીબ કે શું મોટાઓએ બાયડીઓ કરવીજ જોઈએછે. એમાં કંઈબી શરમ કે કંઈબી અડચણ નથી અને દાનાવ લોકો તથા દીનના પેશવાઓથી કંઈબી વાંધો લેવાય તેવું નથી. વાસતે હું તમોને પુછુછું કે એ વીશે તમારો વીચાર કેવોછે! જાલેજરને મોહડેથી એવી વાત સાંભલીને મીજલસ મધેના સરદારો અને દાનાવ લોકો અચરતી સાથે ચુપ રહેઆ અને કઈબી જવાબ આપી શકેઆ નહીં. સબબ કે તેઓ સારી પઠે જાણતા હતા કે મેહેરાબ પાદશાહ પેલા જોહાક નામના પાદશાહની ઓલાદનો છે તેથી જાલેજરનો સંબંધ તેને પસંદ પડશે નહી. જેમ કે મધ અને ઝેહરના મેલાપથી કંઈબી સારૂં પરીણામ નીપજે નહીં તેજ મોશાલે જાલેજર એને રોદાબેના સંબંધથી કંઈબી ગુણ થઈ શકનાર નથી, પણ ઓર ખરાબી થશે. જાલેજરને જેહારે તેના સરદારોથી કસો જવાબ મલેઓ નહીં તીઆરે ગુસામાં આવીને બોલેઓ કે જો કંઈબી અડચણ થાએ તેવું તમો બોલશો તો હું તમને ઠપકો આપીસ અથવા સજા કરીસ. પણ કામનો મારગ

મોકલો થાએ એવી કોઈ સારી તદબીર બતાવસો તો હું તમોને અછી રીતે નવાજીસ અને જેમ ખરા મોટા લોકોથી ગરીબ અને તાબેદાર લોકોના હકમાં ભલું અને ફાયદા કારક કામ થાએ તેવું કામ હું તમારા હકમાં કરીસ. એ મુજબના સખુનો જાલેજરને મોહડેથી સાંભલીને સઘલા મોજલસીઓએ જાલેજરનીજ મરજી મુજબનો જવાબ આપેઓ.

થએઆ તમામ દાંનાવ જવાબમાં એકમત,
જાલવી ખુદ જાલનીજ મોરાદ ને મતલબ.
કે હમે લોકો છઇએ તાહરાજ બંદા કુલ,
અજાએબ આ વાતથી આજેજ થએઆય પુર.
લાંબા ટુંકા અંદેશા કીધાય બીસીઆર,
એ નારથી હુનર તાહરા નથી ઘટનાર.
મેહરાબ તો છે બુજરગ ને પઇસે વીરો,—
પણ નથી પુરતાં માનને દરજજા લાએક.
જો કે છે તેના સરપર "આરબી" તાજ,
પણ નસલ તેની છે ખુદ તે જોહાકથી ખાસ.
જો નહીં થાએ મીનોચેહર એથી બદગુમાન,
તો નથી તાહરાં કુટંબને કંઈ રીતનું જીઆંન.
ઘટેછે તુને કે-લખે એક પતર—
ને આપે ખુદ "સાંમ"ને એ ચીજની ખબર.
હમો કરતાં છે તુજમાં વધુ વીચાર,
એ ચીજમાં જીવ તાહારો છે પુર ગીરફતાર.
"સામ"જ લખશે એક નામુ "મીનોચેહર"પર,
ને જોઈ લેશે તેનાં ખુદ મતની અસર*

* એ મુજબ જે પતર જાલેજરે પોતાના બાપ ઉપર લખી રોદાબે સાથે પરણવાની રજા માંગી હતી તે બીનાના બેતો,—તથા સામના જવાબના બેતો,—તથા જેહારે મીનોચેહરે એ વાત સાંભલી તેહારે ગુસામાં આવી સાંમ પેહલવાંનને, મેહરાબ પાદશાહ સાથે લડાઈ કરવા મોકલેઓ, પણ જાલેજર વચે પડેઓ અને લડાઈ અટકાવી, અને તે પોતે સાંમનો—

**સીનદોખત નામની રોદાબેની માએને, જાલ અને રોદાબે વચેની મોહબતની ખબર થાઈ, તેથી રદન અને અફસોસ કરી પેહલલાં તો ગુસો કીધો, પણ પાછલથી એ બનાવ બાબે તેણે પોતાની ખુશી જણાવી તે વીશે.**

જાલેજર અને રોદાબે વચે છુપી રીતની વાતચીત અને લખાણો ચાલું રહેલાં હતાં. એક હુશીઆર ઓરતની મારફતે, એક દીને જાલેજરે એવો પેગામ રોદાબેની ઉપર મોકલેઓ કે, આપણ વચેના કામ બાબેની વાત બહુ વધી પડીછે, અને મારા બાપ "સામ"નો તરફથી એક કાગલ હાલ મને મલેઓ છે, તેમાં કેટલીએક પરકારનો ખુશી થવા જેવો એ-સારો છે, અને સેવટે આપણું કામ પાર ઉતરસે એવું દીસેછે. એ સંદેસો લઇને, પેલી ઓરત તરતજ રોદાબે પાસે ગઈ. એવી ખુશ ખબર સાં-ભલતાંજ, તે અસતરીને રોદાબેએ પોતાની પાસે બેસારી, અને તેની

---

— પેગામ પાદશાહ મીનોચેહર ઉપર લઈગીઓ, અને મીનોચેહરનેબી સમ-જાવી રાજી કીધો હતો, તે બીનાંના સઘલા બેતો, અગતનાં નહી ધારી પડતા મુકેઆછે, એટલું વાંચનારાઓએ ઈઆદ રાખવું.

જે પતર સામે, પાદશાહ ઉપર જાલ બાબે લખોછે, તેમાં પાદસાનુ દીલ રીજાવાને વાસતે સામે પોતાની બાહાદુરી અને લડાઇનાં કેટલાંએક કામોની ઈઆદી પાદશાહ ઉપર લખીછે, તેમાં એક ભારી મોહટા અ-જદા સાથેબી લડાઈ કરી, તેને મારેઓ હતો, તે અજદાનાં ભએઅંકાર કદ—અને બીજી ચીજોનુ જે બેઆંન લખુંછે, તે ગુજરાતી શાહનામાનાં બીજા ભાગનાં પુસતકને સફે ૧૮૨ મધે દરીઆઈ સાપ વીસે જે ખો-લાસો આવેઓછે, તે કરતાંને ઘણુજ વધારેછે. એ ઉપરથી હાલ આપરે —

ઉપર કીમતી મોતીઓનો વધાવો કીધો, તથા ઘણીજ મોટી કીમતનાં કપડાંનો સરપાવબી આપીઓ. વલી જાલેજર સારૂ મોકલવાનેબી, કેટલીએક અમુલીખ ચીજો તઈયાર કીધી, અને તે પેલી દાસીના હાથમાં આપીને, કેટલાએક ઘટતા દુવા સલામના સખુનો કેહેવાડીઆ. એ અસતરી મેહેલની બાહાર નીકલીને, જાલેજરની તરફ જતી હતી, તેની ઉપર "સીનદોખત"ની નજર પડી, તેજ વખતે તેને ઉભી રાખીને, "સીનદોખતે" કેટલીએક પુછપરછ કીધી. એ ઉપરથી તે અસતરી મોટા ગભરાટમાં પડી, અને એવો જવાબ આપેઓ કે, હું તો કપડાં અને જણસો વેચનારી એક અસતરી છું. મોટા મોટા રાજવંશીઓ અને માતબર લોકોને તાંહાં જઈને એજ ધંધો કરૂંછું. તાહારી દીકરી "રોદાબેએબી, ઊંચી કીમતના લેબાસો અને હીરા મોતીઓ મંગાવીઆં હતાં, તે તેને દેખાડવાને હું લાવી હતી, અને તે સ-

---

—એટલોજ સાર કાહાડી રાકીએછે કે આગલા જમાનાંનાં માંણસો તેમજ જાંનવરોના કદ કરતાંને, હાલના જમાનાનાં પરાંણીઓનાં કદ અતી ઘણા નાઘલાંછે.

હાલના જમાનાનાં માણસોનાં કદ કરતાંને, લગભગ તરણ ઘણાં વધારે મોટાં કદ વાલાં માણસોના હાડકાંઓની નીશાનો, ઈરાંનના લતા તરફના મુલકોમાં, યુરોપીઅન મુસાફરોનાં જોવામાં આવીછે, અને "બારન બોદી" (Baron C. A. Bode) નામના મુસાફરના સને ૧૮૪૫ ના વરસમાં છપાએલાં પુસતકમાં જણાવેછે કે—

"BUT he (Macneil) mentioned a curious fact, namely, that poor Schultz, the German savant, who was murdered in the Hukkaree country, assured him, that having heard many tales of gigantic human remains being found in the country near Van, in Koordistan, he had procured leave to open a tumulus or barrow there, and found in it a human skeleton, the cranium of which measured about three times the solid contents of the common run of human skulls. The whole skeleton was there, little disturbed, and the slight disturbnace that existed had probably been occasioned in digging it up: the skull was sent to France."

ઘલા આએ મારા દાબડાની અંદર છે. "સીનદોખતે" તે સઘલું જોવા માગીયું, અને પોતાના દીલ મધેનો ખતરો દુર કરવાને ચાહીયું. તપાસ કરતાં પેલી ઓરતના બોલવામાં તરકટ અને જુઠાઈ માલમ પડી, એટલુંજ નહીં, પણ કેટલુંએક સીવણ અને ગુથણીનું કામ, ખુદ રોદાબેના હાથનું કીધેલું માલમ પડીયું. તેજ વખતે ગુસામાં આવીને, તે અસતરીને પટકીને જમીન ઉપર નાખી, અને તેનો ચોટલો ધરીને, લાત તથા લપરકોથી અછી તહરેથી મારમારી, તથા તેના હાથ પગો બાંધીને, ધુલની અંદર તેને એક બાજુપર નાંખી. એ પછે ગમ અને ગુસા ભરેલાં દીલથી, "રોદાબે"નાં મેહેલની તરફ તે ગઈ, અને સઘલા બારોબારણા બંધ કરીને, રોદાબેને પોતાની આગલ તેડી મંગાવી.

પછે બોલી એમ કે એ પુનમના ચાન,
શું કામ પડવા ચાહેછે તું ગારમાં અનજાંન?
કહી ભલી ચીજ છે જગમાં એવી ખાસ,
કે નહી મુકી મેં ત'હારી નજરની પાસ?
સીતમગર શું કામ થાએચ એ દીલરૂબા નાર?
કાહાડ તાહારા ભેદની વાત મુજ આગલ બહાર.
કોણ છે આએ ઓરત, શું કામ આવેચ અહાં?
તાહારી આગલ આવી શું મારેચ ફાં ફાં.?
તે કોણ મરદ છે,—ને એ બીના છે શી?
જેને વાસતે મોકલેચ લબાસને વીંટી.
બીહુંછ કે તું નામ મારૂં કરસે બરબાદ,
નો રેહેતી એવી બેઠી માહરી હઈઆત.

પોતાની માતાને મોહડેથી એવા સખુનો સાંભલીને, રોદાબેને મોટી શરમ લાગી, તેથી પોતાની ગરદન નીચી કરીને, પોતાના પગ તરફજ જોઆ કીધું. તેનાં દીલમાં ઘણું મોહોટું દુખ અને અંદેસો ઉપજીઓ; અને નરગેસ જેવી પોતાની બે આંખો મધેથી લોહીનું પાણી વરસાવીને, પોતાનો ચેહેરો ગુલાબના સરખો રંગદાર કીધો.

પછે કહીયું માઐને કે એ અકલમંદ,
એરાકથી થઈ પડીઓછે જીવ માહરો બંધ.
નહીં પામતે ગર માઐને પેટ હું જનમ,
તો નહીં બોલતે કોઇ નેક ઈઆ બુરા સુખન
આવીયોછે આએ કાબુલમાં જાલ પેહેલવાન,
તેની મેહેરના આતરામાં થાઊંછું બુરીઆન.
આહેવી રીતે તંગ થઇછે મુજ પર આ જહાંન,
કે જાહેર ને ગુપચુપ રડેછ માહારો જાંન.
તેના રૂપ બીન છે માહરે જીવવુંજ હરામ,
છે એક તેના બાલની કીમત જગ તમામ.
જોઇછે તેણે મહને—ને બેઠો તો સાથ,
મેં કોલકરાર કરી પકડાચ તેહેનો હાથ.
વાત ચીત સીવા નથી થઈ બીજી કોઈ ચીજ,
સલગીછ તેથી હમ વચે મોહબતની વીજ.

જાલેજરે એ બાબે પોતાના બાપ "સામ"નેબી પુછી મંગાવીયુંછે, અને તેણેબી એ વાત કબુલ મંજુર રાખીછે. જે અસતરીને હાલ તુંએ લાત લપડાકો મારીને, તથા લટીઆં પીખીને જમીન ઉપર નાંખીછે, તેજ અસતરીની મારફતે, જાલેજરે માહારી ઉપર ખુશખબરીનો પતર મોકલેઓ હતો. તે પતરના જવાબમાં આએ સઘલો હદીઓ અને આએ સઘલાં વસતરો, જાલેજરને સારૂ મેં ભેટ મોકલેઆં હતાં. એહેવી વાત સાંભલીને "સીનદોખત" અતીશે અજબ થઈ, અને જાલેજરના જેવો પેહેલવાંન તેનો જમાઈ થવા ચાહેછે, તેથી પોતાના મનમાં તે બહુ ખુશી થઈ. પણ પોતાનો ભરથાર તે રોદાબેનો બાપ, એ વાતને પસંદ કરસે નહીં, અને ગુસાથી ખુનપર આવીને, જમીનપરની ખાક છેક આકાશ તલક ઉઠાવેઆ વગર રહેશે નહીં એવો ભય તેનાં દીલમાં પેઠો. એ પછે પેલી અસતરીનાં બંધ ખુલા કીધા, અને તેને કહીયું કે તું તારે ઘેર જા, પણ આ ભેદની વાત કોઈબી સખસ આગલ તું કહેતી રખે. એ પૂછે રોદાબેની માએ રડતી તથા કકલતી ખુદ પોતાની જગો ઉપર ગઈ.



**જાલેજર અને રોદાબેહ વચેનાં બેશકની ખબર મેહેરાબ પાદશાહને થઈ, તેથી તેણે ભારી ગુસો કીધો,— તેને "સીનદોખતે" ધીરજથી સમજાવીને નરમ પારેઓ તે તથા તેને લગતી બીજી બીનાં વીશે.**

મેહેરાબ પાદશાહ પોતાની દરબારમાંથી જેઆરે પોતાના મેહેલ તરફ ગીઓ તીઆરે તેણે પોતાની બાએડી "સીનદોખત"ને ગમગીન દીલ તથા ફીકા ચેહેરા સાથે સુતેલી જોઇ. તેથી તેણે સીનદોખતને પુછીયું કે, એ પીઆરી આજે તું દલગીર કેમ દીસેછ? અને સુઇ શું કામ ગઇછે! આ તારા રંગીન ગુલાબના જેવા ગાલો ફીકા અને પીલા કેમ પડી ગીઆછે! એના જવાબમાં સીનદોખત બોલી કે, ભુંડી રીતના અંદેસાથી મારૂં દીલ પેચોતાબ થાએછે. આએ આપણું આબાદ મકાન,—આએ આપણો માલ મતા,—આએ આપણું નામ અને દમામ,—આએ આરબી ઘોડા,—આએ સંગાર અને અસબાબ,—આએ કીમતી મેહેલ,—આએ રંગીન બાગ બગીચા,—આએ સુખ ને સંપજ,—આએ વહાલા દોસ્તો અને ખેશીઓ,—આએ પાદશાહી નોકરો અને બાંદીઓ,—આએ નુરમંદ તાજ,—આએ સંગારદાર ગાડી,—આએ ખુસનુમા ચહેરો,—આએ તાહારૂં સીધું બદન,—આએ મારૂં રૂપ અને રંગ,—આએ મારી અકલ નેં સમજણ,—આએ સઘલી તરો તાજગી, અને આએ સઘલી ચોખાઈ તથા સોભા અને સલુકાઈ ઉપર, હવે પછે જલદીથી અવરની અસર લાગુ પડશે, તેવું જોઈને મને મોટો અફસોસ થાએછે. અફસોસ કે એ સઘલી નેઆમતો આપરા મુદઈને હાથ જશે, અને અફસોસ કે તે બાબે લીધેલી આપણી સઘલી મેહેનત બરબાદ જશે. શેવટે આપણે વાસતે ઘોર મધેની સાંકડી સુંદુકજ બાકી રહેશે.

જે રોપો આ જીંદગીના બાગમાં રોપીઓ હતો, તેનીથીજ આપણને જેહરી ફુલ ચાખવાં પડશે. ખોરાક ખવાડીને તથા જલ પાઇને, જે રંજ આપરે ખેંચીઓછે, તથા જે માલ અને ગંજ તેની ખાતર ખરચીઓછે, તે સઘલું વીઅરથ જાએ તેવું દીસેછે. સબબ કે તે રોપો ઉધરીને જેઆરે મોટાં જાહડનાં આકારમાં થઓછે, અને જેઆરે તેની ખુબીનો છાંઓ આકાસ પરના બુલંદ ખોરસેદ તલક પહોંચતો થઓછે, તીઆરે એકાએક તે પાછું જમીનપર પડીને ખુવાર થવા ચાહેછે. આહા, અફસોસ કે આ સંસારનો સેવટનો રસતો એજછે, અને સરવે જાતની ઊતપંતીનું આખરે એવુંજ અંનજામ આવેછે. "સીનદોખત" ને મોહડેથી એ મુજબના સખુનો સાંભલીને, મેહેરાબે તેને એવો ઉતર આપીઓ કે, એ મારી વહાલી અસતરી, તું જે બોલેછે તેમાં નવાઈ જેવું કાંઈ નથી. આ સંસારમાં એવાજ બનાવો બનતા રહેછે.

એહેવીજ છે એ તરણ—પાંચ દીનની જગત,
એક ખુવાર થઈ,—બીજો પાંમેછ રાહાત.
એક અંદર પડેછ,—બીજો નીકલેછ બહાર
કોણને નથી કીધો આકાસે ખુવાર?
દીલ દુખી કીધાથી નહીં મટતો એ ગંમ,
ખોદાનીજ ખાહેસનાં છે એ કુલ ભરંમ.

"સીનદોખતે" પોતાના ભરથારને તીઆરે એમ કહીયું કે, એ વહાલા મેહેરાબ, હવે ખરેખરી વાત હું તાહારી આગલ બોલવાની રજા લેઊંછું. તે વાત હવે માહરેથી છુપી રખાઈ શકાતી નથી. તે મોટા અંદેસા અને ચીંતા ભરેલીછે. પેલા સામ પહેલવાનનો બેટો જાલેજર, જે આપણાં શહેરમાં આવીને રહેલોછે, તેણે આપણી બેટી "રોદાબે"ની ઉપર મહોબતની જાલ નાંખીછે. તે પહેલવાને તે દીલકસ બેટીનું દીલ લુંટી લઈને તેને બેકરારીમાં નાખીછે, તેનો કંઈ એલાજ ધીરજથી કરવો જોઇએછે. મેં તેને ઘણી રીતે સમજાવી પટાવી જોઈછે, પણ તે કંઈબી માંનતી નથી. તેનું દીલ સઘલું બેહેકી ગીયુંછે, અને તેનો ચેહેરો જરદ થઈ ગયોછે. તેના જીગરમાં દુખ અને ગમે વારો કરીઓછે, અને તેનાં

હોટો સુકા તથા દમ સરદીદાર બની ગયોછે. એ વાત સાંભલતાંજ મેહેરાબનો પીતો ઉછલી આવીયો, અને પોતાની તલવારના હાથા ઉપર હાથ નાખીને તે બેટીનું માથું કાપી નાંખવાનો એરાદો કીધો. તેનું બદન સઘલું ધ્રુજવા લાગીયું, અને તેનાં મોઢાં ઉપરનો રૂપરંગ ઉડી-ગયો. તેનું હઈડું લોહીના જોસાથી ભરાઈ આવીયું, અને તેના હોટો સરદગાર બની ગીઆ. એ પછે તે એમ બોલીઓ કે તે નાપાક બેટીના લોહીની ધાર હું વહેતી કરીને, આ જમીનનું મોઢું લાલ રંગ-દાર કરીશ, એટલું બોલીને "રોદાબેહ"ને મારી નાખવા કીજે તે ધશીઓ ચાલીઓ. તેજ વખતે "સીનદોખત" તેની પાછલ દોડી અને તેનાં બેઉ હાથોને વલગી પડી, અને એમ બોલી કે એ દીલ-દાર, કેટલાએક સખુનો મારીથી તું સાંભલી લે, અને પછે જે કરવું હોએ તે તું તારી સમજ અને મરજી મુજબ કરજે. પણ મેહેરાબે સાન-દુખતને એક બાજુ ઉપર ફેંકી દઈને, ઘેલા હથીની મીસાલે આગલ વધીઓ ગઓ. તે પછે પોકાર મારીને તે એમ બોલીઓ કે, જેઆરે એ કનીઆનો જનમ થઓ હતો, તારેજ તેને મારી નાખવી હતી. પણ હું માહરા બા-પદાદાની રાહરીતીથી ઉલટો ચાલીઓ, તેથી આજે આય રીતનું બલાનું વાદલ મારે માથે ધુમતું થયુંછે* જે પુતરો પોતાના બાપદાદાની રાહરીતી ઉપર ચાલતા નથી તેવા પુતરોને ખરા દલેર અને દાનાવ લોકો તેના બાપનાજ ખુનથી પેદા થએલા તરીકે કબુલ રાખતા નથી. અગર સામ પેહલવાન અને મીનોચેર પાદશાહ, એ દુકતીથી ઉભી થએલી ખટપટને લીધે લશકર લઈને મારી સાથે લડવા આવસેતો, આ મારો મુલક સઘલો વેરાન થઈ જસે, અને કંઈબી ખેતીવાડી, કે બાગબગીચા, કે મેહલો અને

---

* આએ ઉપરથી એહેવો એરારો સમજાએછે કે કાબુલના લત તરફ આગલા જમાનામાં જોહાક પાદશાહની જાતવાલાઓમાં છોકરીઓની બા-લહંતેઆ કરવાની ઇઆને મારી નાખવાની ચાલ હતી. મેહરાબ ગોઆ પ-સતાઇને બોલછે કે જેઆરે તેણે રોદાબેનો જનમ થએલો જોએઓ તે-હારે તેના નેઆગાંનોની રીત મુજબ તેને તરત મારી નાખી હતે તો ઠીક થતે.

ઘેરો બાકી રહેવાના નથી. તીઆરે સીનદોખતે તેને એમ સમજાવીયું કે, એ મેહરબાન ભરથાર, એવી રીતનાં નાઉમેદી ભરેલા સખુનો તું ના બોલ. શામને એ બાબતની ખબર પહોંચી ચુકીછે, અને "કરકસાર" નામના બામથી તે અતરે આવીબી ચુકોછે, અને એ વાત તેણે કબુલ મંજુર રખીછે. તીઆરે મેહેરાબે એવો જવાબ દીધો કે એ સીનદોખત, તું એવા બેહુદા સખુનો ના બોલ. સુકી ખાકના તાબામાં તું હવા જેવી ચીજને રાખવા માગેછે તે કેમ બની સકે? જાલેજરને આપણો જમાઈ થએલો જાણીને, અતરેના સઘલા નાંધલાં મોટાં લોકો બહુ ખફા થસે. સીનદોખત બોલી કે, એ સરફરાજ નર, કઈબી રીતની આડી વાતની આસા તું મારીથી નો રાખ. સઘલી વાત હું ખરેખરોજ અને સીધેસી-ધીજ તારી આગલ બોલુંછું.

નુકસાન તુને થાએ તેજ ખુદ મારૂં નુકસાન,
તારાં દીલને દુખ થાએ તે મારાંનેજ જાણ.
માહરે મનબી એજ રીતનો હતો બીચાર,
અવલથીજ થઈ હતી હું બહુ ઈનતેજાર.
તોબી નો થાએ કામથી તું કઈ અજબ,
નથી એટલી બધી ચીંતાની અગત.
થએઓતો જેમ ફરેદુનશાહ નેક જાદ,
"ઇએમન" શેહેરની બાનુની મહોબતથી શાદ*
તેહેવીજ રીતે આએ પેહેલવાન જાલેજર,
ધરાવેછે મોહેબત ખુદ "શેહાબ"પર.
કે આગ અને આબ અને હવાને ખાક,
થી શીહા સુખ જમીન બનેછ તાબનાક.

* એ ઉપરથી એવું માલમ પડેછે કે, "ઈએમન" શેહેર જેને ઈઅરોપીઅન લોકો હાલ "અરેબીઆ ફેલીકસ"ના નામથી બોલએછે, તે શેહરના પાદશાહની કોઈ બાનુ સાથે, ઇરાનના ફરેદુન પાદશાહે નેકા કીધા હશે તેનો દાખલો "સીનદોખતે" આપીને મેહરાબને સમજાવવા અને તેનો ગુસો નરમ પારવાને ચાહીએ હતું, કે એવી રીતથી છોકરી એક ઈરાની પેહેલવાનને આપવામાં કશું એબ જેવું કામ ગણાશે નહી.

એ પછે તેણે જાલેજરનો આવેલો પતર મેહેરાબના હાથમાં આપીને વાંચવાને કહીયું. તે પતર વાંચીઆ બાદ મેહેરાબ બોલીઓ કે રોદાબેને મારી પાસે બોલાવ. એ ઉપરથી સીનદોખત બીધો કે એ ખુની સખસ તેને મારી નાખસે તેથી તેને કંઈબી ઈજા નહી કરવા બાબેનો વચન તેની પાસે માગીઓ. તેવો વચન મેહેરાબે આપીઓ, અને કંઈબી દુખ રોદાબેને નહી કરવાને કબુલ થએઓ.

આવી બાપ પાસ બેટી જેમ ઉગતો સુરજ,
જહવાહેર ને જરમાં તે થઈતી ગરક.
બેહેસત રૂપની બનીતી ગોઆ તે નાર,
ઈઆ બહારની ખુદ રતનો ખુરશેદ જહલેદાર.

એવો દેખાવ તે બેટીનો જોઈને મેહરાબ ઘણોજ અજબ થાએઓ. અને ગુપત રીતે તે પરવરદેગાને તેણે ઈઆદ કીધો. પછે તે બોલીઓ કે એ નાદાન અને હુલર બેટી, તારા મગજ ઉપરથી શું અકલ ધોવાઈ ગઈછે? બુજરગ ખાનદાનના અને બુનીઆદજાદા ગરહસથથી, પોતાને તોખમની પરી સરખી બેટીનું કાજ એક દેવરૂપી મરદ સાથે કેમ થઈ શકે! જે સખસ એવું હીણું કામ કરે, તેના તાજ તખત કે દોલત ઉપર હેફછે. અગર પેલા ભયંકાર "કેહતાન"ના જંગલમાંથી સાપને પકડનાર કોઈ જંગલી ગારોડી આવે * અને તે હીલામકરથી એક સાધુ અથવા ભગતમાં ખપવાનો દાવો કરે તો, તેહેવા નાપાક ઢોંગીને તીરના જખમથી વીંધીને મારી નાખવો જોઈએ.

સાંભલા જેઆરે રોદાબેહે એ સખુન,
કીધું બાપની શરમથી મોહડું જેમ ખુન.†.

---

* ઈઆને એહવું બોલીને મેહરાબ પોતાની બેટીને સમજાવેછે કે જાલેજરબી એક જંગલી ગારોડીના જેવોછે તેની સાથે પરણેઆ કરતાંને તેને ગરદંન મારવો બેહતર છે.

† ઇઆને શરમથી લાલ લોહીના જેવો તેનો ચેહરો થઈગીઓ અને આંખો વીચી નાખી.

નરગેસ જેવી આંખો પર કાળાં પાંપણ
ઘાંકી દઈને નહી બોલી એકબી શોખન.
મુરદાલ દીલથી ગઈ પાછી મેહલની તરફ,
ફીકા રંગનો ચેહરો આંશુમાં ગરક.
લીધી માએ ને દીકરીએ આરામની ગાહ
બેઉએ લીધી તે પાક રબનીજ પનાહ. ‡

પાદશાહ મીનોચેહર, જાલનાં લગન કાબુલના પાદશાહની બેટી રોદાબે સાથે કરવાને રાજી નહી થાએઓ, અને લડાઈ કરવા માંગી તેથા મેહરાબ પાદશાહે પોતાની ઓરત સીનદોખત ઉપર ભારી ગુસો કીધો અને તેને તથા રોદાબેને કતલ કરવા ચાહીઉં, પણ સીનદોખતે ધીરજથી તેને સમજાવીઓ ને પોતે સામ પહેલવાન પાસે જઈને મેલાકાત કરવાની રજા માગી,—તથા તે ઓરત સામ પાસે ગઈ અને તેને સમજાવીને જાલ તથા રોદાબેનાં લગનનું કામ નકી કીધું તે વીશે.

એ પછે કાબુલ શેહેરમાં આહવી વાતો ફેલાઈ કે રોદાબેના લગન જાલેજરની સાથે કાબુલનો પાદસાહ કરેછે, તે વાત ઈરાનના પાદશાહ મીનોચેહરને પસંદ નથી, તેથી તેણે કાબુલના પાદશાહની સામણે લડાઈ ઉઠાવીછે, અને તે લડાઈ કરવા સારૂ સામ પહેલવાનને મોટું લશકર આ-

‡ આએ જગોએ હમારે જણાવવું જોઈછે કે જાલનો બાપ સાંમ, કાબુલ તરફ આવીને જાલને મલેઓ, તથા તેણે મેહરાબ સાથે લડાઈ કરવા માંગી તેને જાલે ના કહીઊં, તથા પાદશાહ મીનોચેહર, રોદાબે સાથેની જાલની એસાઈ થએલી જોવાને નારાજી થાએઓ હતો અને ગુસો કીધો હતો, તથા સામની તરફથી મીનોચેહર પાદશાહ ઉપર જાલ પેગાંમ લઈ ગીઓ હતો તે વાતનાં બેતો ઘણા અગતના નહીં ધારીને અતરે લીધા નથી, ઇઆને પડતા મુકેઆછે.

પીને કાબુલ તરફ મોકલીઓછે. એવા ગભરાટનો ફેલાવો આખા કાબુલના મુલકમાં થઆથો, મેહેરાબ પાદશાહનું દીલ ઘણુંજ ચીંતાતુર થયું, તેથી તેણે પોતાની બાએડી સીનદુખતને પોતાની આગલ બોલાવીને ગુસા ભરેલી રીતે ધમકાવી અને કહીયું કે, આ સઘલા ફીતનાંનું મુલ તું અને તારી નાપાક બેટી છે, અને તમારી બુરી ચાલને લોધે, ઈરાનનો શાહ લડાઈ ઉઠાવીને મારો મુલક વેરાંન કરવા માગેછે, તેમ હું થવા દઈસ નહીં, અને તેના બદલામાં તુંને અને તારી દુકતીને ગરદન મારોને ઈરાનના પાદશાહનો ગુસો નરમ કરીશ. સામ જેવા પહેલવાન સાથે અને મીનોચેહર જેવા બલવંત શાહનસાહની સામે લડાઈ ઉઠાવવાની મારામાં બીલકુલ તાકાદ નથી, અને તમો જેવી કમબખ્ત ઓરતોને ખાતર મારી રૈઅતને અને મારા મુલકને હું ખરાબ થવા દેનાર નથી. એવા સખુનો સાંભલીને ધીરજથી સીનદોખત પોતાના ભરથારની પાસે બેઠી. ગુસા અને ગભરાટની વખતે તે અસતરીએ પોતાનું દીલ મકમ અને હીંમત ભરેલું રાખીયું, અને પોતાની તથા પોતાના દેસની સામે આવી પડેલાં સંકટનો એલાજ સોધવા પાછલ વીચાર કરવા લાગી. એ ઓરત ઘણીજ ચંચલ તથા સમજુ અને સુરતાબાજ હતી, તેથી કેટલીએક વખત તલગ અંદેસો કરીને પોતાના ભરથાર આગલ હાથ જોડીને ઉભી રહી. અને તેણે એવી અરજ કીધી કે, એ પીઆરા ભરથાર, એ બાબેનો એક ઉપાએ મને સુજેછે, તે તું મને કરવાની રજા આપ, અને તે બજાલાવવા જો હું ફતેહમંદ થાઊં નહીં તો, પછે તારે મનભાવતી ચીજ તું કરજે. હું પોતે પેલા સામ પહેલવાનની નજદીક જઈને, કેટલીએક રીતની સમજાવત કરવાને ચાહુંછું. ઘણીએક વખતે મુરખાઈ અને ગુમરાહીથી જે ગભરાટો ઉઠી ઉભા થાએછે, તે બાબે અકલથી અને ધીરજથી તકરાર અને ખુલાસો કરતાં સારાં અને ગુણગારાં પરીણામો નીપજછે. હાલની ખટપટના બાબમાંબી, એવુંજ પરીણામ આવેલું જોવાની હું ઉમેદ રાખુંછું. પણ તેવી ઊમેદ બર લાવવા કીજે, જે મહેનત અને રંજ હું ખેંચવા માગુંછું, તેમાં મને મદદ કરવા કીજે, કેટલીએક રીતનો માલમતા તથા પઈસા ટકો મને જોઈએછે, તે તું મને આપ, અને તેમ કરવા બાબે

કંઈબી રીતની બખીલાઈ તું કરતો રખે. એવા સખુનો પોતાની દાનાવ મહોરદારને મહોડેથી સાંભલતાંજ, પોતાના ખજાનાની અને અસબાબની તીજોરીની કુંચી તરતજ તેણે સીનદોખતના હાથમાં આપી. એ ઉપરાંત ચુનનદા ઘોડાઓ તથા દીલકસ રૂપની બાંદીઓ અને ચબરાક ગુલામોનીબી મોટી સંખેઆ તેના સવાધીનમાં આપી. સીનદોખત તીઆરે એમ બોલી કે, એ નામદાર પાદશાહ જેઆરે એ મારૂં માગવું તુંએ કબુલ કરીયુંછે, તીઆરે એક બીજી વાતબી તું મારી સાંભલજે, અને આપણા જીવની તથા સુખસંપતની સલામતીને ખાતર, આ દુનીઆંનો સઘલો માલ ખજાનો અને તાજતખત વટીક અકારૂં ગણતો રહેજે. મારા દીલમાં એટલોજ વસવસો અને ભયછે કે, આપણી મકસુદનું કામ બજાવવાને ખાતર આ કાબુલ સહેર છોડીને, તથા રોદાબેનેબી અતરે રાખીને પેલા સામ પહેલવાનની આગલ હું જઇશ, તીઆરે મારી ગેરહાજરીનો લાભ લઈને, મારી પીઆરી દીકરી રોદાબેને મારી નાંખવાને કદાચ તું તજવીજ કરશે. તેમ તું હરગેજ થઈને નહીં કરે, અને હું સામ પહેલવાનની ભેટ લઈને તારી આગલ પાછી આવું, તાહાં તલક સબર ધરી ગુપચુપ બેસી રહે, એવો વચન સોગન ખાઈને જો તું મને આપે, તોજ હું એ કામ પાછલ લાગું, અને અતરેથી બહાર જાઊં. હું પોતે ખુદ મારા જીવથી તો સઘલી પરકારે ધરાઈ ચુકેલીછું, અને હું જીવતી રહું અથવા મારી જાઊં તેની મને કંઈબી દરકાર નથી. પણ જીંદગી છતાં મારી વાહાલી રોદાબેના એક બાલનેબી ઈજા થએલી જોવાને હું ચાહતી નથી. એવા સખુનો સાંભલતાંજ મેહરાબ પાદશાહે પોતાની ઓરતને સખત સોગન ખાઈને કોલ આપીઓ કે રોદાબેને તે કંઈબી પાંતીએ જીઆન કરશે નહીં. એવો વચન લીધા બાદ, સીનદોખતે સઘલી પરકારની ઘટતી તઈઆરી કધી.

પહેરીઆં કસબી વસતર ને જર તન પર,
મોતી ને માણેકથી સનગારીઉં સર.
પછે કાહાડીઓ કીમતી ખજાનો કઈ બાહાર,
સોગાત કરવા સારૂ દીનાર વીસ હજાર.

એમુલ સાજથી ભરપુર દસ ઘોડા નાંદર,
પચાસ ગુલામ કુલ જેની જરરીન કમર.

રૂપેરી જીન ધરાવનાર ખચ્ચર નંગ વીસ,
કોઇ જાતે અરબ્બી,– કોઈ ઇરાનનું બીજ.

સોનેરી ઘરનાવાલી દાસી જણ સાહાઠ,
એક એક જરરીન જામ તે દરએક જણને હાથ.

ભરીયું હતું કોઇમાં કસતુરને કપુર,
કોઈ તો હતી યાકુતને ગોહરથી પુર.

હતો કોઈમાં સરાબ ને કોઈમાં સાકર,
ચાલીસ કુલ તખત પર હીરા ને જર.
જડીઆંતાં તે તખતની કુલ બાજુપર,
જુદી જુદી જાતોનાં બેમુલ ગોહર.
બેસો હીંદની તલવાર સુના–રૂપાંની,
હતું જેમના જીગરમાં જેહેરદાર પાણી.
ઊંટડી નંગ એકસો કુલ સુરખી રંગદાર
વલી એકસો ઊંટ કુલ રાહાજુ–બારબરદાર*
હીરાના જડાવવાલું સેહેનસાહી એક તાજ,
ગલાં–હાથને કાનનાં ઝવેરો કુલ ખાસ.

એ ઉપરાંત હીંદ જમીનના હાથી કુલ ચાર,
પર લાધીઓ કપડાંઓ ને અસબાબનો બાર.

થઈ જીઆરે એ રીતની કુલ તઇઆરી,
કીધી એક ઘોડાપર તેણે સવારી.

ને જઈ ઉભી જડપથી સામને મુકામ,
ન બોલી કંઈ મહોથી–ન કહીધું ખુદ નામ.

---

* "રાહજુ" ઈઆને રસતો સોધનારાં–અથવા જંગલમા રસતો દેખાડનારી જાતનાં, તથા માલ અથવા અસબાબનાં બોજો ઉઠાવનારી જાતનાં ઊંડો. ઊંડોબી તરેહવાર જાત અને ખવાસનાં આવેછે. કેટલાએકો તો ઘણાજ જલદી ચાલનારાં અને કાસદ તરીકે પોસતનાં કાગલો એક ગામથી બીજે ગામ લાવ લઈ જાવ કરવાના કામમાં આવેછે.

એ મુજબ સામ પહેલવાનના મેહેલ આગલ પહોંતા બાદ, તેની દરબારના એક કારભારી પાસે તેને એમ કહેવાડીયું કે, કાબુલના પાદશાહની તરફથી એક સંદેસો આવેલોછે, તે સામ પહેલવાનને હાથો હાથ પહોંચાડવાનોછે. એટલું કહેવાડીને સીનદોખત તરતજ પોતાના ઘોડાપરથી ઉતરી અને સામ પહેલવાનની સામણે જઈને ઉભી. એ પછે તેણે પોતાનું સર જમીન ઉપર મુકીને સામની ઉપર ઘણી એક દુવા આફ્રીન કીધી, અને મેહરાબ પાદસાહની તરફથી જે હદીઓ અથવા ભેટની ચીજો તે લઈ ગઈ હતી, તે તેની આગલ રજુ કીધી. તે સઘલી નાંદર ચીજો જોઈને સામ પહેલવાન ઘણો અજબ થઈઓ. અને પોતાનું માથું જમીન તરફ જોહોંકાવીને, મોટા વીચારમાં તે પડીઓ. એક તરફથી એવી અમુલીઅ અને ઓતમ ચીજો જોઈ, અને બીજી તરફથી દીલરોબા મુખડાની અને દમામ તથા બાહોશી ભરેલી એક અસતરીને અચબુચી પોતાની સામણે આવી ઉભેલી જોઈને, તરેહવાર રીતના ભારી અંદેસામાં તે પડીઓ. તેણે એવો દુર અંદેસો કીધો કે, આએ સઘલી અમુલીઅ ચીજો જે જાહેર રીતે મારે વાસતે ભેટ તરીકે લાવીઆમાં આવીછે, તે જો હું કબુલ રાખીસ અને તેની હકીકતથી જો ઈરાનનો પાદસાહ જાણીતો થસે તો મારી ઉપર તે ગુસા અને કીના ભરેલો થઆ વગર રહેસે નહીં. અગર એ ચીજોની ભેટ કબુલ નહીં રાખી ને જો હું પાછી વાલીસ તો, મારો દીકરો જાલેજર જખમી થાએલાં એક પંખીની મીસાલે અહીં તહીં તફડી તથા ફફડીને તોફાંન અને રમખાણ મચાવીઆ વગર રહેશે નહીં. એવી રીતની સઘલી ચીંતાઓ કીધા બાદ સેવટે પેલી અસતરીની મેલાકાત લેવાના અને પેલી સઘલી ચીજોની સોગાત કબુલ રાખવાના ઠેરાવ ઉપર તે આવીઓ હતો. તરતજ તેણે એવો હુકમ કીધો કે તે સઘલી સોગાતની વસતુઓ પોતાના ખજાનાના મકાનમાં મુકે. સીનદુખતે જયારે જોયું કે તેની આપેલી ભેટ કબુલ રાખેઆમાં આવી તીઆરે તે ઘણી ખુશી થઈ અને પોતાનું કામ ગોઆ પાર પડેલું સમજી. એ પછે તે સામ પહેલવાનની નજદીકમાં જઈને ઉભી. તેવું જોઈને મીજલસ મધેના સઘલા બેગાના સખસો બહાર ગએઆ તીઆરે સીનદોખત પોતે સામની આગલ એમ બોલવા લાગી કે.—

એ લડવઇઆ બહાદુર જહાંપેહલવાંન,
બુઢા થાએછે તાહરી અકલથી જવાંન.
સીખેછે નાદાંન લોકો તાહરીથી પંદ,
થાએછે તુંથી જગની શીહાઇ નુરમંદ.
તાહરી દાદથી બંધાએઆચ બદીનાં હાથ,
થઇછે તુજ ગુરજથી ઓદાઈ રાહ ફ્રુસાદ.
ગુનેગાર જો કોઈ હોય તો મેહેરાબ છે,
કે દીલના લાહીથી આંખ તેની પુર આબ છે.
પણ સું કીધીછ કાબુલના લોકે તકશીર,
કે ઠાર તેમને મારવા તેં પકડીછ સમશીર.
બંદા છે તે તમામ તાહરાજ પાણીની ખાક,
તાહરીથીજ રેહેછ તે લોકો તમામ હઈઆત.
ઇઆદ કર તું બલવંત તે બુલંદ ખોદા,
કીધીચ જેણે અકલ ને હોસ ફુલ પેદા.
બનીઆછ જેથી રોસન સુરજ ને સુકર,
રાખ તેનો તું તાહરા દીલમાં કંઈ ડર.
નહીં કરસે બુરૂં કામ તે તાહારૂં પસંદ,
લોહી રેલવા નો બાંધ તું તાહરો કમરબંદ.
છે તાહરો ને માહરો એકજ ખોદા ખુદ,
નથી ખોદા સાથે કંઇબી જોર કે જુધ.
છે કેબલો હમારો હર જાતની સુહુરતી,
છે હીંદ-ચીન, ને કાબુલમાં બુતપરસતી.
તહમારો છે કેબલો આતસ ને સુરજ,
સમજેછ તું કે નહી બોલતી હું કંઈ ગલત.
જાણેછ તું કે બેતકસીર લોકોનાં ખુન,
જે ગણાએછે આ જગમાં હમેસાં જબુન.

એવા સખુનો સાંભલીને સામ પહેલવાને પેલી સીનદોખતને એમ કહીયું કે, એ દીલનવાજ બાંનું જે બાબત વીસે હું તુને સવાલો પુછું તેના ખરેખરા જવાબ તું આપજે અને કંઇબી રીતનુ જુઠું કે તરકટ ભરેલું

બોલતી રએ. તું પોતે મેહેરાબ પાદસાહની ખુદ પોતાની અસતરીછે, કે તેની બાંદીછે? માહરા બેટા જાલેજરનાં દીઠામાં તે મેહરાબની બેટી કેમ અને કાંહાંથી આવી?

> ૩૫ તેનુ કેમ છે ને કેહવા છે બાલ?
> અકલ તેની કેહવી—ને કેહવી ચાલ—ધાલ!
> ૩૬ અને દીદાર ને સમજ છે કેમ?
> કેહ સઘલું જેમ તુંએ જોઇઉ હોએ તેમ.

સીનદુખતે તેઆરે એમ જવાબ દીધો કે એ પહેલવાનોના સરદાર તાહારા સવાલનો હું જવાબ આપું તેની આગમચ, તાહારી પાસથી એક કોલ લેવા માગુંછું. તે કોલ મુજબ ચાલવાને તુંએ મજબુત સપત લેવા જોઈએ. તે કોલ જો તું તોડે તો તેનાં પાપના ભારથી ગોઆ સેહેરો અને મુલકોમાં ધરતીકંપની અસર થાએ, અને તેથી ઘરો તથા મેહેલો તથા ઝાડ પાંનો અને જાનવરોનો નાસ થાએ, તેવા સોગન ખાવા જોઈએ, અને માહરા પોતાના તેમજ માહરાં સઘલાં લગતા વલગતાંઓનાં પરાંણોને, તેમજ તેઓની માલમીલકતોને કશી હાણીં નહી થાએ તેવું બનવું જોઈએ. હું પોતે એક મોહટો દરજો તથા માલ ખજાંનો ધરાવનારી સારી બુનીઆદની બાનુ છેઉં અને જેઆરે તું માહરી સાથે પકા કોલ કરારો કરસે તેઆરે નચીત થઈ ને તાહારી પુછેલી સઘલી વાતોનો ખરે ખરો જવાબ આપીશ. એટલુંજ નહીં, પણ કાબલુસ્તાનમાં માહરો પોતાનો માલ ખજાંનો જે મે ગુપત રાખેલોછે, તેબી હુ તારે કીજે મોકલી દઈસ. એહેવા શબદો સાંભલતાં વારજ, સાંમ પહેલવાને પોતાનો હાથ લાંબો કરોને સીનદુખતનો હાથ પકડીને, એક જાતનાં સખત સોગન ખાઇને, સીનદુખતના માગીઆ મુજબનો વચન આપીઓ. સીનદુખતને જેઆરે એ મુજબનો વચન મલેઓ તેઆરે તેનાં દીલમાં ભરોસો આવીઓ અને નમીને નમનતાઈથી સામની ઉપર ઘણી દુવા આફરીન કીધી, પછે એમ બોલી કે,—

> હું "જોહાક"ની સગી છેઉં એ પહેલવાંન,
> ભરથાર માહરો છે મેહેરાબ રોશનરવાંન.

તે ચાંદ રૂપી શેદાબેહની છેઊ માતા,
કરેછ જે પર તાહરો પુત્ર જાંન ફીદા.
અંધારી રાતથી તે બામદાદ તલક,
તે એજદાં પાસ હરદમ કરતીતી અરજ—
ને તું અને ઇરાંનના ખુદ શાહનશાહ,
પર કરતીતી હર પલે અનેક દુઆ.
આવીછું હાલ કે જોઊં તાહરો વીચાર,
કોણને તું ગણેછ દુશમન ને દોસતદાર.

એ પહેલવાંન અગરજો તાહરો વીચાર એવો હોએકે, હું તથા માહરો ભરથાર મેહરાબ જાતે બુરાં અને બેબુનીઆદ ખાનદાનનાં છઇએ તો, તું ફકત હમોનેજ માર અથવા કેદ પકડીને બંધીખાનામાં નાખ. પણ આ મુલકનાં ગરીબ અને બેગુનાહ લોકોને કંઇબી દુખ થાએ તેવું કરતો રખે. અગરજો તું તેમ કરસે તો, તે ઇનસાફવંતો ખોદા તાહરી ઉપર ખફા થસે, અને આખરે તું ગમ અને સંતાપમાં ગીરફતાર થસે. સામ પહેલવાંને જેઆરે એહેવા સખુનો સોનદુખત ને મોહડેથી સાંભલેઆ, અને તેનામાં જેઆરે સઘલી પરકારની નમનતાઈ અને સારી સમજ જોઈ, તેઆરે તેને એવો જવાબ આપેઓ કે, એ ખુબસુરત બાનું, મે જે વચન તુંને આપેઓછે, તેનેજ હું વલગી રહીશ અને કદાચ માહરો જાન જાએ તોબી તેથી ઉલટો ચાલીશ નહીં. તું તથા તાહરૂં કુટંબ અને તાહરાં મુલકનાં લોકો ખુશી અને તનદુરસતી સાથે રહે તેહેવું જોવાને હું રાજીછું. વલી માહેરો બેટો જાલેજર શેદાબેહની સાથે પરણે તે વાતબી મને કબુલછે. અગરચે તમે બીજી બુનીઆદનાં લોકો છેઓ તોબી તમો પાદસાહી ચલાવવાનો મોહટો દરજો ભોગવોછો. આએ સંસારનો કારભાર એહેવીજ રીતે ચાલુછે, અને જે ધોરણ ઉપર તે પરવરદીગાર આ દુનીઆંનો વહીવટ ચલાવેછે, તે બાબે કંઇબી ચુનોચરા કરવાને આપણને સતા નથી.

પેદા કીધુચ તેણેજ સઉ સલાહ મુજબ,
તેજ કબુલી નહીં બોલીએ કંઇબી હરફ.
એક ચહડેછ ઊંચો– બીજો જાએચ નીચાણ,
એક હોએછે ભરપુર,– બીજો ખેંચેચ તાંણ.

એકનું દીલ હોએછે નેઆમતથી ખુસાલ,
બીજો રહેય મોતાજીથી પુર દુખી હાલ.
પણ છે બંધે જણ કીજે આખર આએ ખાક,
થાએય જેમાં અદના ને આલા હલાક.

વાસતે એ અકલમંદ સીનદુખત, તું કંઈબી રીતની ચીંનતા તાહરા મનમાં નો રાખ. માહરીથી બની સકતી સઘલી કોસેસ કરીસ, અને તાહરી મરજી મુજબનું કામ બજા લાવીસ. ઈરાંનના પાદસાહ મીનોચેહરની ઉપર એજ બાબે હું એક પતર લખી ચુકોછું, અને ઘણી એક રીતની કાકલુદી તથા મીનતજારી કરીને, જાલનાં લગન કરવા બાબે તેની પરવાનગી મેં માંગીછે. તે કાગલ લઈને જાલેજર પોતેજ મીનોચેહર પાસે ગીઓછે. તાહરી બેટીની મહોબતમાં તે હરદમ રદન અને બલાપો કરેછે. મહને તો તેવોનો સંબંધ કરવામાંજ સારૂં સમજાએછ, અને હાલ હું એહવું ચાહુંછું કે, તાહરી બેટી રોદાબેનો દીદાર માહરી નજર પડે તેમ તું કર. તેનો રંગ રૂપ અને કદ, જો મહને પસંદ પડસે તો, હું તેવોનો સંબંધ વધારે જડપથી અને ઉલટથી કરીસ. સીનદુખતે જવાબ દીધો કે એ પહેલવાંન, એ કારણ સર જો તું પોતે માહરી સાથે માહારા મેહેલમાં આવસે તો, માહરી ઉપર મોટો ઉપકાર કરસે અને માહરૂં સર બુલંદ આકાસથી બી બરતર થએલું ગણસ. જો તું કાબુલમાં આવસે તો, તાહરા કદમ ઉપર હમારા જાંન માલનો વધારો કરીશું. એહેવા સખુનો સાંભળીને સામે પોતાનું મોહડું લગરીક હસતું કીધું, અને અછી રીતનો દીલાસો આપી, તે એમ બોલેઓ કે, એ સીનદોખત, તું કંઈબી ફીકર નો કર ને તાહરા ચાહવા મુજબનુંજ સઘલું કામ થસેજ તે બાબે તાહરી ખાતરી રાખજે. તેજ વખત સીનદુખત સામની આગલથી ચાલીને બાહર ગઈ અને સઘલી કેફીઅતનો એક પતર લખીને ખુસાલી ભરેલી ખબર પોતાના ભરથાર મેહેરાબની ઉપર મોકલેઓ. એ પછે કાબુલ તરફ પાછી ફરવાને વાસતે તેણે ખુદ પોતે તઈઆરી કીધી, અને તે બાબેની રજા સામ પાસે માંગવા ગઈ. સામે ખુશીથી તેહને રજા આપી, અને તેહેના ભરથારને ઘણી ઘણી દુવા સલામ કેહવડાવી. તે પછે કેટલી એક જાતનો કી-

મતી અસબાબ તથા મોતીઓ અને ઝહવેરો અને અમુલીખ પેશાદો મે-
હેરાબને સારૂ, તથા રોદાબેને સારૂ ભેટ આપેઆં.

લંબાવીઓ સામે ખુદ પોતાનો દસત,
ને ધરીઓ ખુદ સીનદુખતનો નાંજુક હાથ ઝટ.
કીધો તેની સાથે એ રીતનો કરાર,
કે જાલ કીજે કબુલછે- રોદાબેહ નાર.

એટલું બોલીને પોતાના એક સરદારના હસતકમાં પોતાના ચાલીસ
સવારો સીનદુખતનાં માંન અને સંભાલને ખાતર સીનદુખતની સાથે કાબુ-
લ શેહેરની તરફ મોકલેઆ, અને ફરીને સીનદુખતને એમ કહીયું કે એ
બાનું તું હશી ખુશી ભરેલી પાછી તાહરાં મકાન તરફ જા, અને સઘલી
પાંતીના બુરા વહેમો અને ચીંતાઓ દુર કરીને, સુખ તથા સંતોસમાં
તાહરો વખત ગુજારજે. એહેવી વાત સાંભલીને તે નેકબખત બાનુંનો કુ-
મલાએલો ચહેરો પાછો ખીલતો અને ઝલકતો થયો, અને હરખ તથા
ઉલટ ભરેલાં દીલ સાથે સામ પહેલવાનને સલામ કરીને પાછી તે પોતા-
નાં મકાન તરફ ગઈ.

---

**સામ પેહલવાન પોતાની સાથે જાલને લઇને મેહે-
રાબ પાદશાહને તાહાં કાબુલ સેહરમાં ગીઓ,
અને રોદાબે સાથે જાલના લગન કીધાં તે
તથા બીજી શાદી રામસનીની
બીનાં વીસે.**

ઈરાનના પાદસાહની મેલાકાત લઈને, જાલેજર જેઆરે પાછો કા-
બુલ તરફ આવીને, પોતાના પોતા સામને મલેઓ, તેઆરે તે બેઉ જણા
સાથે બેસીને વાતો કરવામાં મસગુલ થયા. સીનદુખતે આવીને જે જે

વાતો સામની સાથે કરી હતી, તે સઘલી હકકીતથી જાલેજરને વાકેફ કીધો, તથા જે હદીઓ તથા ભેટની કીમતી ચીજો તે લાવી હતી, તે સઘલું જાલેજરને દેખાડેયું. એ પછે રોદાબે સાથે તેનાં લગન કરવાની તથા મેહરાબ પાદશાહના મેહેલમાં જઈને, રોદાબેને જોવાની, તથા મેલાકાત કરવાની કબુલાત આપી હતી તે વીશેબી જાલેજરને વાકેફ કીધો. એ પછે મેહરાબ પાદશાહની તરફથી એક એહવો પેગામ આવેયો હતો કે, શાદીનો દીવસ મુકરર કરેઆમાં આવેઓછે, અને તેને લગતો સઘલો માલ અસબાબબી તઈયારછે, તે પતરબી જાલેજરને દેખાડેઓ. પછે તેને પુછેયું કે, હવે એ વીસેનો જવાબ કેહેવો વાલીએ, તે તું બોલ. એ સઘલી વાતો સાંભલીને જાલેજરના દીલમાં એટલો મોહટો હરખ છુટેઓ, અને તે એહવો તો ખુશી થયો કે, તેનું મોહડું લાલ તાજા ગુલાબની મીસાલે ખીલીઉ. પછે બોલેઓ કે એ મેહરબાન પીતા, અગરજો તાહેરો હુકમ હોએ તો, સઘલી ઘટતી તઈયારી કરીને, તરતજ મેહરાબના મકાન તરફ આપણે જઈએ, અને જે હવે કરવાનુંછે તે સેતાબીથી સરંજામ પોહોંચાડીએ.

એ સાંભલી સામે જોયું જાલની તરફ,
પાંમી ગયો તે ખુદ તેના દીલની મતલબ.
કે રોદાબેહ સીવાય નથી તેહની વાત,
તે ઊંઘાતોબી નથી આખી આખી રાત.
એહેવીજ રીતનું હોયછે ખુદ એસકનુ કામ,
માસુકને જોતાંજ અકલ જાયછે તમામ.

પછે પોતાનાં માણસો અને સરદારોને એહવો હુકમ કીધો કે લશકરી તંબુ તથા અસબાબ તેમજ સઘલી અગતની ભાંતભાંતની ચીજો તઈયાર કરે, અને કાબુલના શાહની મેલાકાતની મુસાફરીએ જાવા સારૂ, સઘલાઓ હાજર રહે. એ પછે એક સવારને અથવા કાસદને મેહરાબ પાદશાહ આગલ મોકલીને, તેને ચેતવણી આપી કે, હું માહરા બેટા જાલેજર અને બીજાં માણસોનાં રેસાલા સાથે, તાહરી મેલાકાત કીજે આવુંછું. પેલા સવારે સઘલું નજરે દીઠેલું, તેમજ સામ પહેલવાનનું કહેવડાવેલું

મેહરાબ આગલ જઈ કહેયું. એ સાંભળી મેહરાબ અતીસે ખુશાલ થયો અને અરગવાન નામના કુલની મીસાલે તેહનો ચેહેરો રંગદાર બનેઓ. સામ પહેલવાન સઘલી પરકારનાં વાજાં વજંતરો, તથા નગારાં અને સ-નગારો ભરેલાં ઘણાં એક લસકરી માણસો પોતાની સાથે લઇને, કાબુલ તરફ ગીઓ. મેહરાબ પાદસાહ તેવીજ રીતના મોહટા દબદબા સાથે એસતકેબાલ લેવા કીઝે સામની સામને ગયો, અને જેવી તેની નજર સામની ઉપર પડી કે, તરતજ તે પોતાના ઘોડા ઉપરથી હેઠલ ઉતરેઓ. સામે તરતજ તેની સાથે બગલગીરી કીધી, અને ખેર આફીયતની ખબર અંતર સેરેસતા મુજબની પુછી. તે વીસેનો ઘટતો જવાબ આપેયા બાદ, મેહરાબ પાદસાહ પાછો પોતાના ઘોડા ઉપર સવાર થયો, અને પોતાના હાથમાં એક ઘણુંજ કીમતી તાજ લઇને, જાલેજરના માથાંની ઉપર મુકયું. એ પછે તેઓ સઘલા કાબુલ સહેરમાં દાખલ થયા અને મેહરાબના મકાનમાં હશી ખુશી સાથે જઈ બેઠા. આખા શાહેરમાં શાદી રામસનીના ઘાંટો અને વાજાં વાજંતરો વાગવા લાગેઆં, અને જગે જગે રામસગેરોના નાંચ, તથા રંગ રાગ અને ફાગોના અવાજ ઉઠેઆ. મેહરાબ પાદસાહની ઓરત સીનદોખત પોતાની સાથે તરણસો સાહેલીઓ લઇને સામ તથા જાલેજરની આગલ આવી. એમાંની દરએક અસતરીના હાથમાં જુદી જુદી જાતની અને જુદા જુદા સનગારની કીમતી ચીજો, તથા જવાહેરો, અને સોના રૂપાના વાસણો હતાં. એ સઘલી અસત-રીઓ સામ તથા જાલની સનમુખ અદબથી હારબંધ ઊભી રહીઓ, અને ભલી ભલાઈ ભરેલી દુવા આફરીન કીધા બાદ, તે સઘલી અસતરીઓએ પોતાના હાથો મધેની ચીજોનો વધાવો તે બેહુ પેહલવાનોની ઉપર કીધો. જે મોતીઓ અને જવાહેરોનો વધાવો કીધો હતો, તે જે જે સખસોના હાથમાં આવેઆં હતાં, તેઓ ગોયા મોહટા દોલતમંદ અને બીનીઆજ બની ગયા હતા. રસ્તાપરના ઘોડાઓ અને હાથીઓનાં પગ હેઠલ જે ગોહેરો વીખરાઇને પડેઆં હતાં, તેઓ ગોયા આકાસપરના તારાની મીસાળે ચ-ળકતાં હતાં, અને સોનેરી દીનારો તથા બીજા સીકકાઓ એટલા તો ભરચકર દીસતા હતા કે, રૂપાંની જનસોનો તેઆં કંઈબી વકાર રહેઓ

નહીં હતો. એહવું જોઈને સામ પહેલવાને હસતાં મોહડાં સાથે શીનદોખતને એમ કહેયું કે, એ દીલનવાજ બાનું, આ મુજબની સઘલી અમુલીઅ ચીજો હાજર કરવાની તેં તસદી લીધીછે ખરી, પણ પેલી રોદાબે કહાં છે? અને કહાં તલક તું તેને છુપાવી રાખવા ચાહેછે! સીનદોખતે તેઆરે નખરાંથીજ એહવો જવાબ આપેઓ કે, હા,–રોદાબે જેવી નાંજનીનાં દીદાર જોવાને વાસતે પરથમમાં જે "ફ્રી"* અથવા બખસેસની રકમ આપવી જોઈએછે, તે તું પેહલે આપ, તેઆરેજ તેહનો ચેહરો જોવાને તુંને બની સકસે. એહવું સાંભલતાંજ સામે કહેયું કે, એ બાનું માંગ માહરી પાસે તાહરા મનને ગમતું અને તાહરાં મોહડાંને ભાવતું માંગ હું તુંને આ ખુશાલીની તકે તે આપીસ. જે માલ ખજાંનો, તથા જે તાજ તખત, અને જે શહેરો તથા મુલકો માહરી પાસેછે, તે આ પરસંગે આપવાને હું રાજીછું.†

---

* ઈઆને જેમ મોઠાં અને સારાં માણસોના દરસન લેવા અથવા મોલાકાત કરવા સારૂ પેહલલાં નજરાંનું આપવા લેવાની ચાલ ઉગમણ પરાંતના દેશોમાંછે તે મુજબ, પણ લાર અને મોહબતની અસરથી, "સીનદોખતે" સામની પાસે એ રીતની "ફ્રી" અથવા લવાજમ મોહડે ચહડીને માગેઓ હતો એમ સમજવું. "ફ્રી" અંગરેજી બોલછે અને ફારસીમાં "પીશકસી" બોલબી વાપરેઆમાં આવેછે. ઓરતનો ચેહરો જોવાની "ફ્રી" ને ફારશી બારામાં "રૂનુમા" કરી કેહેછે, અને દરએક પરણનારી ઓરતનો પેહલલી વખતનો ચેહરો જેઆરે તેનો ખાવીંદ અથવા કોઈ બીજો એથી જોએછે તેઆરે એ રીતની "ફ્રી" આપવી પડેછે, અને એ ચાલ અસલથી તે આજસુધી ઈરાંનમાંછે.

† ઈઆને એ વખતે સામ પેહલવાંન પાસેબી કેટલાંએક શેહેરો અને જગાઓ, ઈરાંનના પાદશાહ પાસેથી ઈનામ અથવા બખશેશ તરીકે મલી હતી, અને જે જગાઓ ઉપર તે પોતે અને તેનાં વંસનાં અમલદારો રાજ કરતા હતા, તે શેહેરો મધેથી "રોદાબે" અને પોતાના દીકરા જાલના લગનની વખતે રીતમાં કેટલાંએક શેહેરો આપવા માંગેઆં હતાં એહવું સહમજવું. સાંમના અસતકમાં "ડંમબર" તથા "મેએઈ" તથા "જાબુલ" તથા સીજીસતાંન" અને બીજાં ગાંમો હતાં. સાંમ –

એહેવું સાંભલીને સીનદોખત હસતાં મોહડાં સાથે અને નજાકતા ભરેલી અદબ અદાથી પોતાના મહેલના જનાનખાનામાં ગઈ અને તહાંથી પોતાની બેટી રોદાબેને પોતાની સાથે લાવીને સામની આગલ ઉભી કીધી.

---

– પેહેલવાનેબી ઈરાંનના પાદશાહોની અછી સેવા બજાવી હતી અને નામીચાં કામો અને ભારી જંગે મચાવી હતી, તેથી તેને અનેક રીતના એતાબો અને ઈનામો ઈરાંનના શેહેનશાહ ફરેદુન તથા મીનોચેહર અસતકથી મલેઆં હતાં. એ પેહેલવાનને જે એતાબીનામો મલીઆં હતાં તેમાં મુખીઅ નામો આ મુજબના હતાં:—

"સામે સવાર,"–એટલે અછો ઘોડે સવાર; "સામે ઈઅક જખમ,"–એટલે એકજ જખમથી એક ભએંકાર અજદાને ઠાર મારનાર; "સામે દીલ સંગીન"–એટલે કઠંણ હઈડાં અને મજબુત ઠેરાવવાલો સરદાર; "સામે દસતાન" એટલે વીસવાસઘાત કરનારો સામ, સબબ કે પોતાના બેટા જાલ તરફ તેની નાંખલી વએમાં તેને પાહાડ પર નાખીને ઘણું ઘાતકીપણું ચલાવીઉં હતું તેથી પરજાના લોકો તરફથી તેને એહવું નામ આપેઆમાં આવીઉં હતું. એ વીસે ઈઆરોપીઅન ગરંથકારોના શબદો અને વીચારો નીચે મુજબનાંછે:—

"Sam–Suwar, the rider on the rainbow, or Sam the chevalier; Sam Nureeman signifies Sam, the son of Nureeman. Sam-Ekzukhm or Sam one-wound; on account of his killing a dreadful serpent single-handed in a single attack. Sam-Dil-sungeen or rock hearted Sam, that is, a man firm, with an inflexible purpose of mind. Sam-Dastan, or Sam, the treacherous, because he perfidiously betrayed his son, Zal. by exposing him to destruction, near mount Elboorz. He was the father of Zal and the grand father of Rustum. He flourished B. C. 750, in the reign of Furreedoon, who appointed him to be a military commander. In 720, under Minoochuhur, he was appointed commander in chief and Prime Minister, and obtained from his Sovereign a Patent to hold Cabool; Dumbur; and Mayee, Provinces in Hindoostan; and all the Territory from the river Sinde to Bost, Zaboolistan and Sijistan included. Sijistan was his hereditary domain. Sir Wm. Jones says, that——"he was the bravest Hero of the age." He conquered Mazindran, Sugsar, and Koorgsar. He died in the year 695 B. C. in the Reign of King *Noudeer*."

નજર કીધી સામે તે ચાંદરૂપ તરફ,
તેને જોતાંજ થાએઓ તે અતીસ અજબ.
પછે કહેવું જાલને કે એ નેકબખત,
ખોદાનીજ તાહરી ઉપર પુરી રેહેમત.
કે આએ રીતના જલજલતાં સુરીઅ રોસન
ને કીધો તાહરો પોતાનો ચહેરો પસન.
પછે તેરેએ મેહરાબને પોતાની પાસ,
દીન–રીત મુજબ બાંધેઓ લગણનો ગાંઠ ખાસ.
બેસાડઆં ખુશી ભર તે બેઉ જણને સાત,
અકીક ને જબરજદથી ભરેઆ બેઉ હાત.
વધાવેઆં તે ફુલ નંગો તે જોડાં પર,
જરનુ તાજ મુંકીઉં ખુદ જાલજરને સર.
પાદશાહી મોતીઓ ફુલ બહુ કીમતદાર
થી કીધું રોદાબેહનુ સર સંગારદાર.
હાજર કીધી એ બાદ ખજાંનાંની ટીપ,
આપી તેમાંથી લગણ ની ફુલ રીત.

રીતમાં અપાએલા ખજાંનાની ટીપ વાંચીને મીજલસ મધેનાં તમામ લોકો બહુ અજબ થાએઆં. મેહરાબ પાદશાહની તરફથી અપાએલો એટલો બધો ગંજ જોઈને જાલેજરનાં દીલમાં અતી ઘણો મોટો વીચાર ઉપજેઓ અને તેણે તે પરવરદેગારનાં શોકરાંનાં કીધા. એ પછે સરવે કોઈ લગણની ખુશાલીની બેઠકમાં ગીઆ, અને એક હફતા તલક સરવે કોઈએ રમત અને ગમતમાં તથા ખાંણા અને પીનામાં પોતાનો વખત ગુજારેઓ હતો. કાબુલનાં આખા મુલકમાં મોજ–મજાહ અને શાદી રામશની મચી રહી હતી, અને તરેહવાર રીતનાં સંગારથી મેહરાબ પાદશાહનો મેહલ ગોઆ એક ખીલતું અને જહલ–જહલતુ બહેશત બની રહીઉં હતું. પેલું આશક–માશુકનુ જોદું ઘણા દીવશો તલક મોહબતની ભેલા ભેલીમાં રહીઉં અને તેથી સેવટે રોદાબેહ હમેલદાર થઈ હતી. એક આખા મહીનાં તલક સામ પહેલવાંન કાબુલમાં રહેઆ બાદ "સીસતાંન" નામનાં પોતાનાં ગામ તરફ ગીઓ. એ પછેબી જાલેજર

એક હફતા તલક કાબુલમાંજ રહેઓ હતો, તે પછે તેણેબી પોતાની કુચની સવારી તઈઆર કરાવી. એક નામીચા હાથીની ઉપર પાદશાહી દબદબાની અમારી બંધાવીને તે ઉપર રોદાબેહને બેસાડી, અને સોનદોખતને તથા મેહરાબને બી પોતાની સાથે લીધાં. સઘલી સવારી સીસતાંનનાં શાહેરમાં જઈ પોહતી, અને સઘલાં જણા ખાલેસ દીલથી તે પાકપરવરદેગારની શોકર ગુજારી કરવા મંડી ગેઆ. એ મુલકને આગલ "નીમરૂજ* કરીનેબી કહેતા હતા," અને તાંહાં જઈને સરવે કોઈ મોજ

* જે મુલક આજે "સીસેતાંન" ના નામથી ઓલખાએછે તેને આગલા વખતમાં "નીમરૂજ" કરી કેહેતા હતા. "નીમરૂજ" શબદનો અરથ "અરધા દાહાડા"નો થાએછે અને એ બાબે મી૰ કીનીઅર (Kinneir) અને બીજા જે એસારો જણાવી ગીઆછે તે નીચે મુજબનોછે:—

"The province of Seistan, formerly called "Nimroze," and comprehending part of Arriana, and the country of the Sarangaeans is bounded on the N. and N. W. by Khorasan; E. by Candahar and Zabl stan; and S. and S. W. by Mekran, and Kerman. Dashak, the capital of Sijistan, is situated in Lat 31°8' N. and Long. 63°10 E.

"Seestan was formerly called Neemroz, as an ancient tradition reports, that this province was one entirely under warter; but having been drained in the space of half a day by the genii hence received the Name of Neemrooz."

મી૰ કીનીએર નામનાં ગરંથકારનાં ઉપલા અંગરેજી સખુનોને અરથ એમછે કે– "હાલ જે મુલકનુ નામ "સીસતાંન" છે, તે મુલકનુ આગલા વખતનુ નામ "નીમરૂજ" હતું. વલી જે દેસનું નામ "એરીએના" કરી હતું, તેની એજ નીમરૂજને મલતું અથવા તેની હદમાં હતું; તેજ મીસાલે "સારાં ગેઈઅનસ" નામનુ ગામબી તાહાંજ હતું, અને તેની ઓતરદીસા તથા ઓતર પસચમ દીસા તરફ "ખોરાસાન"નો મુલક આવેલોછે. અને દખણ દીસા તથા ઉગમણ દીસા તરફ કંદહાર અને જાબલુસતાન આવેલુંછે. અને દખમ દસા તથા દખણ પસચમ દસા તરફ "મેકરાન અને કેરમાન"ના મુલકો આવેલાછે. "સીસતાન"નુ પાયતખત સહેર "દેસાક" નામનું હતું, જે ઓતર દસાની લેટીટયુડ ૩૧–૮ અને લાનજીટીઉડ ૬૩–૧૦ તરફ હતું. —

મજાહ અને રમત ગમત મચાવી અને સામ પહેલવાંને ખાંનાંપીણાની એક મોટી મીજલસ બનાવી તેથી તરણ દીવશો તલક સઉ કોઈ તેમાં મશગુલ રહેઆં. એ પછે મેહરાબ પાદશાહ પાછો પોતાના કાબુલ શેહરમાં ગીઓ, અને તેની બાએડી સોનદોખ્ત "નીમરૂજ" માંજ રહી. હવે સામ પેહલવાંને જેઆરે પોતાના બેટા જાલેજરને સરવે પરકારે લાએક અને સઘલી પરકારે ભાગ્એગસાલો જોએઓ, તેઆરે તેણે આસતે આસતે પોતાની સલતનત અસતકના મુલકનાં કારોબાર ઉપરથી હાત ઉઠાવીને બાહેરનાં દુરદરાજ મુલકોની સફરે જવાનો ઠેરાવ કીધો. પોતાના રાજપાટની તથા પોતાનાં સઘલા કારોબારની લગામ તેણે જાલેજરને સોંપી. એ પછે સઘલી રીતનાં ઘટતા અસબાબ સાથે "કરકસારાંન" તથા "બાખતાર" નામનાં મુલકો તરફ સામ ગીઓ. એ મુલકોબી "મીનોચેહર" પાદશાહે તેને બખશેશ આપેલા હતા, અને અકસર કરીને તાંહાંની વસતી માંજુંદરાંની લોકોની હતી, તેથી તેઓનાં ફેસાદથી સામનાં દીલમાં મોટો અંદેશો રેહતો હતો.†



---

– સીસતાનના મુલકને આગલા વખત ઉપર "નીમરૂજ" કરી કહેતા હતા એવું આગલા વખતના હેવાલોમાં જણાવેલુંછે, અને તે ઉપર એક વખત સઘલું પાણી ફરી વલેલું હતું પણ કોઈ કુદરતી ચમતકારીક બનાવથી, અથવા દેવો અથવા ઈજદોની છુપી કરામતથી, અરધા દહાડાની અંદર તે પાણીમાંથી બાહાર નીકલી આવેલું હતું, તેથી એ સહેરનું નામ "નીમરૂજ"કરી આપેઆમાં આવેલું હતું."

† "બાખતર"ના મુલક વીશે મી૰ રીચરડસન જણાવેછે કે :—

"Bactriana or Khurasan."

"કરકસારાંન" એટલે કરકસાર અથવા ગોરગસારનો મુલક. એ મુલક માંજુંનદરાનના લતા તરફ આવેલોછે. એ દેશનાં રેહવાશીઓ અસલથી તે આજ શુધી સારા ખવાસ અને ચાલ ચલણના ગણતા નથી, અને એ વીશે જુદા જુદા ગરંથકારોએ અગતના ઓલસા કીધાછે. મી૰ રાખરટસંન જણાવેછે કે—

રૂસતમ પોતાની માએ રોદાબેહને પેટે જનમેઓ તે વખતે રોદાબેહને અતી ઘણુ દુખ ખમવું પડીઉ હતું, અને ઘણી રીતની દલગીરી ફેલાઈ હતી, તેથી શેવટે "સીમોરગ" હકીમની તદબીરથી તેનો છુટકારો થાએઓ હતો તે તથા તેને લગતી બીજી બાબતો વીશે.

એ મુજબ જાલેજરને રોદાબેના સંબંધને લાંબા દીવસ નહીં ગુજરેઆ તેટલાંજ રોદાબેના સરવના ઝાડના જેવા કદની ઉપર, એક જાતનો સંગીન ભાર જણાયો. તે ભાર દીન ઉગે એટલો બધો વધતો ગયો કે,

—"According to the Boorhani Qatiu is the name of a country where the people have the head of a dog, and the body of a man: and it is also the name of the natives there. Sir Wm. Jones calls it Saksar. But Firdousee well explains its meaning: in Mazindaran was a province, the inhabitants of which were called after the region, Goorgasran, or Koorgsaran, wolf-heads, whom Sir Wm. Jones denominated "loups de la battaille." Champion in his Shah Nameh, renders "Sugsar," Dog's Town. And it is very remarkable, that to the present time there is a place in Mazindaran called Dogs head, which appears to be the Sugsar of the Text.

From Herodotus we collect that the Hyrcanians maintained dogs publicly for the purpose of devouring the dead bodies of the Magi: hence probably the origi n of the name of Sugsar."

મી० રાબરટસનનાં ઉપલા અંગરેજી સખુનોનો ગુજરાતીમાં ખોલાસો એમ થાએછે કે,—"બુરહાને કાટે" નામનાં એક ફારસી ગરંથમાં ખોલાશો આપેઆમાં આવેછે તેમ એ "કરકસારાન" અથવા "ગોરગ સારાન" નામનાં મુલકને એ નામ એટલા કીજે આપેઆમાં આવીઊં હતું કે, એ મુલકના આદમી રેહવાસીઓનાં માંથાંનો આકાર કુતરા અથવા વરૂનાં માંથાંનાં જેવો હતો, અને તેઓનુ સરીર આદમીના જેવું હતું. અને સર વીલીઅમસ જોનસ નામના એક બીજા મોટા અંગરેજ ગરંથકારના મત મુજબ, "સગસાર" નામના દેસના લોકોનેબી, એજ -

તેના દુખથી રોદાબે ઘણી હેરાન થવા અને ગમગીન રહેવા લાગી. તેનું મહોડું સઘલું કરમાઈ ગયું, અને પેટમાં એટલું બધુ દરદ ઉપજવા લાગું કે, તે નહીં ખમાયાથી હર ઘડી રડવા અને ફરીયાદ કરવા લાગી. તેઆરે તેની માએ સોનદોખતે ધીરજ અને દેલાસાનાં સખુનોથી તેને એમ પુછયું કે, એ વહાલી બેટી, તું એટલી બધી ગમખાર અને ફીકા ચહેરાની કેમ બનતી જાયછે? ગુલાબના ફુલની મીસાલનો રંગીન તાહારો મુખડો કેસરના જેહેવો પીલો અને હરદીઓ કેમ બનતો જાયછે? એના ઉતરમાં રોદાબે બોલી કે, એ માહારી મહેરબાન માતા, રાતદીનનાં ઉજાગરા અને દુખથી હું અતીશય હેરાન છું, અને જીવતાં જીવત હું પોતાને ગોયા મુવેલી સમજુંછું. બાલકને જનમ આપવાનો વખત પુરે પુરો વહી ગયોછે, તોબી આ માહરા પેટમાંના ભારનો કસો છુટકારો થતો

---

– નામથી પીછાણીઆમા આવતા હતા. પણ ફીરદોશી સાઅરે એ સબદનો અરથ વધારે સરસ રીતે સમજાવેલોછે. તેણે એમ જણાવેલુંછે કે, માજનદરાનના મુલકમાં એક પરગણું એવુંછે કે, તીહાંના રહેવાશીઓને "ગુરગસારાન" અથવા "કુરગસારાન" કરી કહેતા હતા, સબબ કે તે માણસોના માથાનો આકાર, વરુઓ અથવા કુતરાંઓનાં માથાને એક મલતો દીસતો હતો, અને એ ઉપરથી સર વીલીઅમ જોનસે તેઓનું નામ Laups de la battaile" આપીજ હતું. વલી "ચામપોઅન" નામનાં એક બીજા ગરંથકારે શાહનામાનો અંગરેજીમાં તરજુમો કરતાં પોતાનાં વાંચનારાઓને એ સબદનો અરથ એમ સમજાવેઓ છે કે,—સગસાર, એટલે કુતરાઓનાં આકારવાલાં પરાંણીઓનુ શેહર. અને આ વાત ઘણી અજબ જેવીછે કે, આએ હાલના જમાના સુધી, માજીનદરાનમાં એક એવું ગામછે કે, જેનુ નામ નીસાન "કુતરાંઓનું માથું" કરી જણાયલુંછે, અને એજ ઉપરથી ફીરદોશીના લખેલા સખુનોનો ખુલાસો મલી આવેછે. "હીરોડોટસ" નામનો યુનાની ગરંથકાર એમ લખી ગયોછે કે, "હરકેનીઅનસ" નામના ટોલાના લોકો એક જાતના કુતરાઓને પાલી પોસીને ઉધારતા હતા, અને મેજઈ લોકોના મરણ પામેલા સખસોની લાસને ખાવાની અથવા ભખસ કરવાની ટેવ પાડતા હતા, તેથી કદાચ એ કારણ ઉપરથીબી એ દેસનું નામ "સગસાર" કરી રાખેઆમાં આવેલું હોય." ફારસી બારામાં કુતરાને "સગ" અને વરુને "ગોરગ" કરી કેહેછે.

નથી. માહરા પેટમાં ગોયા એક ભારી પથર અથવા સંગીન લોહાનો કટકો ભરેઓ હોય તેટલું મોહટું વજન લાગેછે. એવા સખુનો સાંભલી તેની માય સીનદુખતને મોહટી ચીંતા ઉપજી, અને ગમગીન થઈ ને રડવા લાગી. એ પછે એક દીને રોદાબે અચબુચી બેહોસ થઈ ગઈ, તેવું જોઇને તેના મેહલમાંના માણસોએ અફસોસ અને માહેતમ ભરેલા પોકારો ઉઠાવેઆ. સીનદુખતેબી રડી તતડીને પોતાના તનપરના વસતરો ફાડેઆં, તથા સરપરના બાલો પીંખેઆ. એ વીશેની ખબર જેઆરે જાલેજરને પોંહતી, તેજ વખતે તે રોદાબેના બીછાના તરફ ગયો, અને તેની હાલત જોઇને તેબી ગભરાટમાં પડીને રદન કુટન કરવા લાગેઓ. એ પછે તેણે પાછી ધીરજ પકડી ને કંઈબી એલાજ કરવાનો અંદેસો કરવા લાગો. એ વખતે પેલા સીમુરગે તેને આપેલા પીછની યાદ આવી, તેથી પોતાનું મહોડું પાછું હસતું કરીને રોદાબેની માય તે પોતાની સાસુને તે બાબેની ખબર આપી, અને તરતજ આતસ મંગાવીને પેલાં પીંછ મધેનો કંઈક ભાગ તે ઉપર મુકીને ધુંવાડો કીધો* તેજ વખત આકાસ તરફ એક જાતનો શીહા રંગ અથવા છાઓ ઉભો થયો અને તેમાંથી

---

* હમો આગલ જણાવી ચુકાછે કે, એ સીમોરગ કંઈ પંખી નહી પણ એક દાનાવ અને દુનીઆંદારી તજીને પહાડ ઉપર જઇ બેઠેલો એક હકીમ હતો,—અને ફીરદોશીનુ એ મુજબનુ લખવું એક ભેદ તરીકે ગણવું જોઇએછે, તથા બીજી કોમનાં આગલા જમાનાંનાં ગરંથકારોબી, પક્ષી અને માંણસ વચેનાં એહવા સંબંધ બાબે લખાંણ કરી ગીએલા આપણા જોવામાં આવેછે.

પંખીના પીછો અને બીજી ચીજો અગતના કારણસર આતશ ઉપર બાલવાની ચાલ, ઉગમન પરાંતના લોકોમાં આજ સુધી છે, અને મી૰ ફરેજર (J. B. Fraser) નામનો એક અંગરેજ, ઈરાંન દેશ ખાતેની પોતાની મુસાફરીના એહવાલનાં પુસતકમાં લખેછે કે, જેહારે ઈરાંનના મુલકમાં કંઈ રોગ અથવા મરકી ચાલતી તેહારે તાંહાંનો પાદશાહ પોતાના ખજાંનામાંથી એક જાતના પંખીના પીછો કહડાવીને આતસ ઉપર બાલતો હતો, તે એહવા એતેકાદથી કે, તે પીછોની ધુંઈનાં વાસથી પેલા રોગની જેહરી હવા દફે થતી હતી.

પેશો "સીમુરગ" ઉડી આવતો દેખાયો. સીમુરગે આવતાંને વાર જાલે-જરને પુછીઊં કે, કેમ સું અંદેશો આવી પડેઓછે? અને આટલું બધું રૂદન અને પોટન સાને વાસતે કરોછો?

આ ચાંદી સરખાં બદનની ચાંદ રૂપી નાર,
થી થાસે પૈદા એક પુતર નામદાર.
સહીંઓ જેવા ચુંમસે તેના પગની ખાક,
તેપર ઘુંમવા વાદલ ન રાખસે તાકાત.
થસે તેહેના આવાજથી લડાયક વાઘ,—
ના બદનના ચાંમડાં તદન ફાટ-ફાટ.
હેરતથી તે વાઘો કડસે ખુદ પંજા,
જંગી લોકો ખાસે તેનીથીજ ખતા.

એ પુતર જેઆરે ઉધરીને મોહટો થસે તેઆરે તમારા દીલને બહુ ખુસી ઉપજસે, અને તમારી કીરતીમાં મોહટો વધારો થસે. સફાઈદાર અને તેજી ધારવાલી એક છડી લાવ,* અને એક બીજા દાનાવ અને હુનરમંદ સખસને માહરી આગલ બોલાવ. પરથમમાં બેહોસ કરવાનો દારૂ

---

* આએ ઉપરથી ખોલલી રીતે જણાએછે કે વાહાડ-કાપનો હુનર જેને આજના ઈઅરોપીઅન ડાકટરો Surgery અથવા Surgeonry કહેછે, તે પારસીઓના પાદસાહોના જમાનામાં પુરતી રીતે જણાએલો અને વપરાએલો હતો. ગીઆં આસરે ૧૦૦૦) એક હજાર વરસપર લખાએલાં આએ ફીરદોસીના પુસતકમાં એ બાબેનો જે એસારો કીધોછે, તે આએ જમાનામાં થતા એલાજને બરોબર એક મલતો આવેછે તે થોડી અચરતીની વાત નથી. વળી ગીઆં આસરે ૨૩૦૦) વરશો ઉપરનાં ઈરાંની અને ઈઉનાંની ડાકટરો પેટો ચીરવાના અને પાછા સાંધવાનાં હુનરમાં પુરતા બાહોસ હતા તે વીશે ડાકટર હીરાજીના પુસતકમાં નીચે મુજબના સખુનો લખેઆમાં આવેલાછે.—

"Another renowned physician who lived in the fourth century before Christ was Praxagoras. Although belonging to the dogmatic sect, he adopted and defended the Hippocratic theory of disease, that is he maintained that diseases depended upon changes in the humours of the body. He paid special attention to anatomy -

શેદાબેને પાઈને, ઘટતી તદબીરથી તેને બેભાંન કરો. એ પછે શેદાબેનું પેટ અથવા પીરૂ આગલનો ભાગ ચીરીને બચ્ચું બહાર કાઢવું પડસે. બેહોસ હાલતમાં રહેઆથી, શેદાબેને એથી કંઈબી દુખ થએલું જણાસે નહીં, અને તે બચ્ચું પેટમાંથી બાહેર આવેઆ બાદ પેલો ચીરેલો ભાગ સીવી લઈને પાછો જોડી દીધામાં આવસે. એ પછે જે રીતનો મલમ પટો તે જખમ ઉપર બાંધવાને હું ફરમાઉં, તે મલમ પટો કસતુરી અને દુધની સાથે મેલવીને તે ઉપર બાંધેઆ કરજે, એટલે પેલા જખમ ઉપર તરતજ રૂજ આવસે, અને તાહરી બાયડી શેદાબેને તેથી પાછો આરામ થસે. આ માહરાં સખુનો ઉપર તું ભરોસો રાખજે, અને ખુસ રહેજે અને તે પાક પરવરદીગારની બંદગી કરતો રહેજે. આએ ફુલવંતા દરખતથી જે ફુલ પેદા થસે તેથી તાહરૂં નસીબ ઘણું ખીલતું થસે, અને ઘણી રીતના સારા ફેજે પહોંચસે. જાલેજરે એ સલાહ મુજબનું સઘલું કામ કીધું, અને

---

– and physiology. He appears to have been bold in the use of the knife, for he was the first to perform the operation of gastrotomy (opening the abdomen) in order to restore the bowel to its proper place in intestinal obstruction occurring from intussusception.

ઉપલા અંગરેજી ફકરાનો ખોલાશો એ છે કે,—"જીજસ કરાઈસટનાં સનેની આસરે ૪૦૦) વરશો આગમચ, ઈઆને આસરે ગીઆં ૨૩૦૦) વરસની વાત ઉપર પરાકસાગોરાસ નામનો એક બીજો પરખીયાત હકીમ હતો. એ હકીમ ડાકમાટીક ટોલાના લોકને મલતો હતો તોબી હીપોકરેટીકની ટોલીવાલા જેવી રીતની દવાદારૂ દરદો વીશે કરતા હતા તેવીજ રીતના એલાજો કરવાની તરફેણમાં તેનું મત હતું, એટલે કે માણસના બાદનની અંદરના રસવીકારમાં જેવા ફેરફાર થાયછે તેવી રીતનાં દરદો ઉતપન થાયછે. એ ડાકતર વાહાડ કાપના હુનર ઉપર તથા પરાનધરમ ગુનગનેઆન વીદયા ઉપર પોતાનું ખાસ ધેઆન આપતો હતો. વહાડકાપની છરી ચલાવાની ચાલાકીમાં એ ડાકતર ઘણો દલેર હતો, સબબ કે એ જમાનામાં પોતાના મુલકમાં પેટ ચાીરીને દરદો સાફ કરવાનો હુનર સઉથી પહેલાં તેણે ચાલુ કીધો હતો, અને માંદામાની કસરો અને અડચણો દુર કરીને લોકોને રાહત બખશી સકતો હતો.

તે ફતેહમંદી ભરેલી રીતે પાર ઉતરેલી તેથી સરવે કોઈ ઘણાં અજબ થયાં હતાં. રોદાબેનાં પેટનો ભાગ ચીરીને તેમાંનું બચ્ચું સલામતી ભરેલી હાલતમાં બાહેર કાહડેયું હતું.

હતો તે એક પુતર નર સહીંની મીસાલ,
કદમાં કદાવર ને પોહોલું કપાલ.
ચહેરો રંગે લોહી,– ને સરનાં રૂવાં લાલ,
જલકતા સુરજ પેરે જનમેઓ તે બાલ.
હાથના પંજા જનમથીજ હતા જેમ લોહી,
ન જોયુંતું એ રીતનું બાલક તાહાં કોઈ.

રોદાબે તદનજ બેભાંન હાલતમાં પડી રહેલી હતી, તેહવે વખતે તેના ઘા સઘલા સાફ કરીને સીવી લીધા, અને તે ઉપર પેલા સીમુરગે ફરમાવેઆ મુજબના મલમ પટા બાંધી લીધા હતા. એ પછે એ બાનુંને પાછી હોસમાં લાવેઆ હતા અને તેના બેટાને તેના પાસામાં આપેઓ હતો. એ એક દહાડાનો જનમ પામેલો પુતર, ગોયા એક વરસનાં જેટલાં મોહટાં કદનો લાગતો હતો.* એહવો રીતનો પુતર જોઈને રોદાબેના દી-

*નાંધલી વએમાંજ મોટાં કદનાં ઉધરભાવ વીશે તથા માહભારત કામો બજાવા વીસે ઉગ્રઆણ પરાંતનાજ શાએરો લખાણ કરી ગીયાછે એમ નહી સમજવું, પણ પંકાએલા ઇઅરોપીઅન ગરંથકારોબી એહવાજ એસારા લખી ગીઆછે. "હોમર" નામના યુનાની શાએરે "ઓટસ" અને "એફીઆલતેસ" નામના બે રાખશી કદના પેહલવાનોના કદો અને જોર વીસે લખુંછે કે.—

"The woud'rous youths had scarce nine winters told,
When high in air, tremendous to behold,
Nine ells aloft they reared their tow'ring head
And full nine cubits broad their shoulders spread.
Proud of their strength and more than mortal size
The Gods they challenge, and affect the skies!

વલી એક બીજો લખનાર જણાવેછે કે.—

"Jupiter found himself sufficiently strong, at one year of age, to make war against the gigantic Titans, who had imprisoned his father."

લમાં ઘણો મોહટો હરખ છુટયો, અને તેના કપાલ ઉપર શાહનશાહોના જેવી મોહટાઇની નીસાની જોઇને તે ઘણી ખુશી થઈ હતી. વલી એહેવાં દીલકસ ફરજંદ સાથે, પોતાના બદનમાંનુ સઘલું દુખ અને ભાર મટી ગએલો તેને લાગો, તેઆરે તે એમ બોલી કે આહા હવે માહરો છુટકારો થયો, અને સઘલી રીતની અડચણ તથા ઇજાથી હું મોકલી થઈછું, તેથી એ માહરા પુતરનું નામ **રૂસતમ** અથવા **રસતમ*** કરી રાખજો. એ

---

* રૂદાબેહ શેહદાબેએ જેઆરે જોઇઊ કે તેનાં પેટનો ભાર અને દુખ તદન નીકલી ગીઉં અને બચાંના જણેઆથી તેનો છુટકારો થાએઓ તે- આરે તેજ વખત તેણે એ બનાવ અને એ હાલત ઉપરથી તે છોકરાનું નામ "રૂસતમ" રાખવાને સારૂ પોતાની માએ સીનદોખતને કહીઉં. "ર- સતમ" અથવા "રૂસતમ" સબદનો અરથ છુટકારો પામવાનો થાએછે, અને રૂદાબે પોતે અતી ઘણાં દુખથી છુટકારો પામી હતી તે બનાવ ઉપરથી એ નામ રાખીઉ હતું એહવું સમજવું. આગલા જમાનામાં જ- નમ પામતાં બચાંને લગતા બનાવો અને હાલત ઉપરથી તે બચાંનું ના- મ રાખવાની ચાલ હતી એહવું હાલ સાબેત થઇઉછે. શોહરાબ પેહલવા- નનુ મોહડું જનમ પામતી વખતે હસતું દેખાઇઉં હતું તેથી તેનુ નામ "શોહરાબ" રાખીઉં હતું. સબબ કે "શોહરાબ" બોલનો અરથ હસવાનો થાએછે. જુઉ અથવા ઇહાઉદી લોકોમાંની એહવીજ રીત હતી, તે વીશે મી૦ ડરાઇદન (Dryden) નામનો ગરંથકાર જણાવી ગીઓછે કે.—

"The Jews were so superstitious as to observe, not only the first look and action of an infant, but also the first words which the parents spoke after the birth, and from hence they gave a name to the child alluding to it."

અને રૂસતમના નામ વીસેખી જણાવતાં મી૦ લમસદન તથા મી૦ રાબરટસન લખેછે કે.—

"And it is most deserving of notice to mention on this occasion that Rustum was actually denominated by that name from the first word which Roodabuh, his mother, happened to say after his nativity, namely "Roostum" or "I am delivered from travail."

અથવા મી૦ લમસદને તરજુમો કીધોછે તેમ.—

"I am delivered now from pain."

ઉપરથી તેનું નામ રૂસતમ કરી રાખેઆમાં આવેયું હતું. જાલેજર અને સીનદોખતનાં દીલોબી બહુ ખુશાલ થયાં હતાં અને તરતજ પોતાના દેશમધેના કાબેલ ચીતાર પાડનારાઓને બોલાવેઆ હતા. તેઓ પાસે તરતજ રૂસતમની એક દીલકસ ચીતાર અથવા સબી પડાવી હતી અને તે સબી "સગસાર" નામનાં જે ગામમાં સામ પહેલવાન હતો તેની ઉપર તાકીદેથી મોકલાવી હતી* એ પછે ખુસાલીના ખાણાની એક મોહટી મીજલસ બનાવીઆમાં આવી હતી. એ જસનની ખુસાલીમાં કાબુલના તેમજ જાબુલનાં મુલકનાં લોકો સામેલ થયાં હતાં. તમામ

---

– મી૰ ચામપીઅન નામનો બીજો ગરંથકાર એજ વીસેના તરજુમાનો સાર જણાવતાં લખેછે કે.—

"Rodahver smiled, and in her son she viewed
Majestic grace and thus the theme pursued.
*Closed are my labours!*
And from this the name of Rustom rose."

એજ બાબત ઉપર એક દાખલો અથવા મીસાલ જણાવતાં મી૰ વારીંગે (Scot Waring) લખુંછે કે.—

"Roodabuh is delivered of Roostum, as Semele was of Bacchus. She is relieved, however, by the Seemoorgh whose assistance alleviates the pain of the operation." Cæsar and Macduff were born in a similar manner."

* આએ જગોએ હમારે ખોલાસો કરવો જોઇએછે કે સામની ઉપર જે રૂસતમની સબી અથવા પીકચર મોકલેઆમાં આવયું હતું તે કંઈ તેલ અથવા પાણીના રંગનું બનાવેલું નહીં હતુ પણ રેસમી કપરાંમાં "સમુર" યાને નોલીઆની જાતનાં એક જાનવર, જેને ઇઅરોપીઅન લોકો (Marten અથવા Sable અથવા Weasel)ના નામથી બોલએછે અને જે "ટારટરી" અથવા તુરકસતાનનાં પહાડી મુલક તરફથી મલી આવેછે, તે જાનવરના બાલો ભરીને એક પુતલું અથવા ઢીંગલું સીવીને નામીચા કારીગરો પાસ બનાવેલું હતું. એ પુતલાંની ઉંચાઈ તથા પોહલાઈ તથા રંગ અને રૂપ સરવે નાંઅલા રૂસતમના કદ અને રંગ રૂપની બરો-

મેદાનો તથા ઘેરબારો અને બાગબગોચાઓ તરેહવાર રીતના સરાબથી અને ખાના પીનાથી ભરપુર થયા હતા. રોદાબેનો બાપ મેહરાબબી એ બનાવથી ઘણો મગન થયો હતો અને ગરીબો તથા ફકીરો અને મુફલેસોની દાદખાઈ ઈછીને બેસુમાર ખજાનો તથા અન અને વસતરો બખશેસ તરીકે આપેઆં હતાં. એ દુધ ધાવતા પુતરની સબી સગસાર ગામમાં જેઆરે સામને પહોંતી તેઆરે તેને અતી ઘણી મોહટી ખુશી ઉપજી અને તે બોલયો કે આ સબી મધે પાડેલાં કદ મુજબનો પુતર આગલ ચાલતાં જેઆરે વધીને મોહોટો થશે તેઆરે ગોયા તેનું સર બુલંદ વાદલ સાથે લાગશે અને તેના બદનમાંના કપડાની દામન જમીનને લાગશે. એ પછે પેલા સબી લઈ જનાર સખસને પોતાની પાસે બોલાવેઓ અને તેનાં ગુઠણ તલકનાં "દેરમ" અથવા રૂપીઆનો વધાવો કરીને તેને બખશેઓ.*

એ બાદ કીધું ખુશીનુ જશાન બરપા,
કીધી દીલકશ ચીજો એહવી આરારાતા.
કે બુલંદ આ બોરશીદ અને રોશન માહ,
ઉલટથી કરવા લાગા તે પર નેગાહ.

---

—બરજ બનાવીઉં હતું તથા તે બાલકનો ખવાસ દેખાડવાને સારૂ બીજી તરેહવાર નીસાનીઓ તે ઢીંગલાંની આસપાસ પાડી હતી. ઉપર કહેલાં જાનવરના બાલ આજ સુધી બી એવાંજ અને બીજાં કારણ સર ઇઅરોપીઅન લોકો કામમાં લાવેછે અને તે ઘણા કીમતી ગણાઅછે. એજ રીતનાં રેસમી કપડાનાં સીવીને ગોઠવેલાં લાખો પીકચરો આજ સુધી ચીનાં લોકો બનાવેછે.

* "દેરમ" એ ઈરાન દેશનાં ચલણી સીકા અથવા પઈશાનુ નામ છે. મુંબઈના આસરે બે આણાની કીમતનો એક દેરમ થાએછે. ચાંદીનાં નાંખલા કટકાનેબી "દેરમ" કેહછે. મી• રીચરડરસન એ સબદના ખોલાસામાં જણાવેછે કે:—

"Diram,—money, specie. A silver coin generally in value about two pence sterling.

વાગાં ફુલ દરબારમાં શાદીનાં ઢોલ,
મરઘાની ચશમ પેરે સંગારેઆ મોહલ.*
કીધાં સઘલી જગે જશનનાંજ ફરમાંન,
"સગસાર"નુ શેહર અને ખુદ "માજુંદરાંન—†
માં ચાલી શરાબ ને ગાએનની ધુમ-ધામ.
આપેઆં ખરાં મુફલીસને જર અને ડામ.

---

* "મોહલ"—એટલે પાદશાહી મેહલ-ઘેર-રેહઠાણ; અસલ ફારસી બેતમાં ઘણી જગોએ લખ્યુંછે કે.—

"બે આરાસત અએવાન સું ચસમે ખરૂસ."

એની સમજ એમછે કે મરઘાની આંખો જેવી દીલકસ તથા નીરમલ અને રંગદાર હોએછે તેજ મીસાલે મેહલને સંગારીને રોનકદાર કીધો હતો. હવે અતરેનાં વાંચનારાઓને એ ઇશાતલાહ ઘણી પસંદ પડતી નહી લાગશે, સબબ કે અતરેનાં ગરઘા એટલા ખુબસુરત હોતા નથી. ફીરદોસીએ બાજી વખત મીજલસની-તેમજ મેહલની-અને લડાઇની સફની તારીફ કરતી વખતે એ રીતના મીસાલો વાપરેઆછે ખરા-પણ એહની પછેના બીજા શાએરોએ એહવા કલામ વાપરેલા જોએઆમાં આવતા નથી. માતર દારૂ તથા હોટનાં રંગ અને સફાઇનો મીસાલ આપતી વખતે "મરઘાની આંખ"નો મુકાબલો કીધેલો દીસેછે-જેમકે.—

"બાદેઈ સુરખતર અજ ચશમે ખોરૂસ."

"લબ અજ લબી સું ચશમે ખોરૂસ."

† "માજુંદરાંન" ના મુલકને યુઅરોપીઅનો "હીરકેનીઆ" (Hyrcania) ના નામથી ઓલખેછે અને "સગસાર" નામનુ શેહરબી એજ લતા તરફ આવેલું સમજવું. મી° રીચરડસન જણાવેછે કે.—

"Mazandaran," Name of a country near the Caspian Sea, to the North of Gilan; also of a warlike people (according to Castellus) between Arabia, Syria and Egypt.

એ રીતે એક આખું અઠવાડીયું સઘલી જગોએ ખુસી ખુસાલી ભરેલી રીતે ગુજરેઉ તે પછે સામેસવારે પોતાની પાસે એક પતર લખનારને બોલાવીઓ અને જાલેજરની ઉપર તેના પતરનો જવાબ લખાવેઓ. પરથમમાં તે પુતરના અવતરયા બાબે પરમેસરનો ઉપકાર માનીને સુકરાના કીધા. તે પછે જાલેજરના નસીબ અને તેની બહાદુરીની તારીફ કીધી, અને રૂસતમને ઘણાજ મહોટા સંભાલથી ઉધારવાને અને ઘટતી તરબીઅત આપવાને સોચના કીધી હતી.

બીજું લખીઉ એમ કે તે જગના કીરતાર,
થી રાત દીન હું હતો એહવોજ ઈનતેજાર.
કે જોઉં માહારી ચસમથી જગમાં એક દીન,
તાહારી પીઠના પુતરમાં માહાર એકીન.
તેહેવીજ રીતની બર આવીછ માહરી મુરાદ,
તો ચાહુંછું તે પુતની ખુદ જીંદગી દરાજ.

એ મુજબનો પેગામ લઈને ઘોડેસવાર કાસદ ગોયા પવનની ચાલ ચાલતો જાલેજરની પાસે જઈ ઉભો. તે પતર વાંચતાં જાલને મોહટો આનંદ ઉપજીઓ. રૂસતમને ઉધારીને મોહટો કરવા પાછલ તેહેના પીતાએ સરવે પાંતીની ચોકસાઈ અને સફાઈ રાખી હતી. ઊંચી બુનીઆદની અને સારી તનદુરસતી ભરેલી ૧૦ દસ આયાનું દુધ નીતરોજ તે રૂસતમને ધવાડતો હતો તોબી તે નાંધલો બાલક ધરાએલો અને સંતોસ પામેલો દીસતો નહીં હતો. દુધપરથી જેઆરે ખોરાક ખાવાને લાયકનો તે બાલક થયો તેઆરે મજબુત તથા સફાઈદાર માંસ અને અનાજનો ખોરાક આપવા લાગા.

ખાતો તે પાંચ નરના જેટલું ભોજન,
અચરત થતાં તે જોઈ કુલ મરદ ને જન.
થઈ જેઆરે વરસ કુલ આઠની ઉમર,
સરવનાં એક ઝાડ પેરે ખીલીઓ તે નર.
થયું તેનું રૂખ જેમ તારો જહલેદાર,
જગ થઈ તેહનેજ જોવા કુલ નેજારાદાર.

તેજ ગોયા હતો ખુદ સામ પહેલવાન,
કુલ કદ અને દીદારમાં સામનીજ નીસાન.
અકલ ને સમજમાં બી દીસતો તે સામ.
સીખસક તેહેનો હતો ખુદ હુનર તમામ,

આએ ફરતો જમાનો ગોઆ તે પુતરનો નગેબાન અને મદદગાર હતો તેથી કંઈબી રીતના હોલા હરકત વગર ઉધરીને તે મોહટો થયો હતો. સામને જેઆરે એહેવી ખબર થઈ કે રૂસતમનું બદન ખીલીને ઘણુંજ જોરમંદ થયુંછે અને તેહનો દીદાર ઘણોજ દીલકશ બનેઓછે તેઆરે તેહેને જોવાની ઈછા સામના દીલમાં થઈ તેથી તરતજ સઘલી પરકારની તઈયારી કરીને જાબુલ શેહેર તરફ ગયો.



રૂસતંમનો દીદાર જોવાસારૂ સામ પેહલવાન પોતે જાબુલ સેહરમાં આવેઓ તે તથા તેણે ખુશાલીનાં ખાણા પીણા કીધાં-તથા જાલને ઘણીએક રીતની નીસીહત કીધી-તથા રૂસતંમની વખાણ કીધી-તે વગેરે બીજી બીનાં વીસે.

સામ પહેલવાન જેઆરે જાબુલ શેહેરની હદમાં આવી પહોંતો તેઆરે તેના બેટા જાલેજરે વાજાં વજંતર તથા લસકર અને બીજો અસબાબ તઈયાર કરીને પોતાના પીતાને માન આપવા ખાતર તેને એસતેકબાલ લેવા ગયો. લસકરની ફોજથી અને રૈયતના લોકોની દોડધામથી ગોયા આખું જાબુલ શેહેર અને તેની આસપાસના પહાડો વટીક ભરાઈ ગયા હતા. તરેહવાર રીતના વાવટાઓ અને તરેહવાર રંગ રૂપના હાથીઓ તથા ઘોડાઓ અને માણસોના લેબાસોથી આખું જાબલુસતાન ગોયા

જલજલતું થઈ રહેયું હતું. ખુબસુરત દેખાવના એક હાથીની ઉપર સો-નેરી તખત મુકીને તે ઉપર જાલના બેટા રૂસતમને બેસાડેઓ અને તે-હેના નાંધલાં માથાને બરનું એક કીમતી તાજ પહેરાવીયું તથા તેની ક-મર ઉપર એક અમુલીઅ કમરબંધ બાંધેઓ. વલી તેહેની પીઠ ઉપર હીરા અને ઝવેરોથી મઢેલી એક ઢાલ બાંધી અને બાજુ ઉપર તીર કમાન લ-ટકાવીયાં. તે હાથીની આસપાસે જાલેજર અને મહેરાબ પાદશાહબી સવાર થઈને ચાલતાહતા. માણસોની ભીડ અને તેવોની ચાલ હાલથી જમીન પરથી એટલી બધી ગીરદ ઉઠી કે હવાનો રંગ ગોયા ગલીના જેહેવો દી-સવા લાગો. તોબી રૂસતમનો ચહેરો તેમાંથી સુરીઅપેરે ઝલકતો દીસતો હતો. જેઆરે સામ પહેલવાનની છાવણીની નજદીક આવી પહોંચેઆ તે-આરે જાલ તથા મહેરાબ તેમજ તમામ લશકરી સરદારો તથા સુબાઓ અને સવારો જમીન ઉપર પાઓ પીયાદા હારબંધ ઉભા રહેયા અને પો-તાનાં માથાં નીચાં કરીને સામ પહેલવાનને નમીને નમસકાર કીધા તથા તેહની ઉપર ઘણીએક રીતનો દુવા આફ્રીન પઢયા.

દીઠી જેઆરે રૂસતમની બાજુ ને ઈઆલ,*  
સામનું મોઢું ખીલીયું જેમ ફુલની મીસાલ.  
પરી સરખા ચહેરાનો તે શીરનર,  
દીઠો જેઆરે બેઠેલો હાથી ઉપર.  
હરખથી બહુ હસીઓ તે સામ નામવર,  
ખીલીયું તેહેનું અતીસ ખુશીથી જીગર.  
કીધી તે પર દુવા ખુદ સામે તહાં જઈ,  
કે જીવતો રહેજે ખુશીથી લાંબી મુદત.  
એ તેહમા- એ સહીંરા,- દીલીરા- એ શાહ,†  
એ પહેલવાનના જાદા- એ જાલનાં બેટા.  
એ સરફ્રાજ તાજના-એ બુલંદ તારા,  
તાહરી વખાણ ખાતર- આ સખુન માહરા.—  
આટલાજ ખુદ બસછે કે જગની અંદર,  
નથી જનેઓ માએ તું જેવો પુતર.

* ઈઆલ" નો અરથ ગરદન, તથા કદ, અને આકારનોબી થાએછે.  
† "તેહમા" એટલે બલવંત, જોરમંદ.

તેજ વખત રૂસતમે નમીને પોતાનું સર જમીન ઉપર મુકેયું. તે પછે સામની ખુરસીને ચુમી લીધી અને તેહેની ઘણી વખાણ કરીને તે બોલેઓકે એ જહાનના પહેલવાન તાહરી જીંદગી ખુસાલી અને તનદુરસતી ભરેલી ગુજરજો. તું જેવાં માહાભારત દરખતની હું તો એક નજીવી ડાહાલી છું. તું માહરો પાદશાહ અને પહેલવાન છે અને હું ફરમાન બરદાર તાહેરો એક ગુલામ છું. હવે મને આએ દુનીઆમાં માહરૂ જીવતર ખાધા પોધામાં અને એશ આરામમાં ગુજારવું ઘટતું નથી. હવે તો હું એહેત્રુંજ ચાહુંછું કે લડાઇનો ઘોડો, તથા જીન, તથા બખતર, તથા તલવાર અને બીજાં હથીયારો તું મને આપે તો હું લડાઇનાં કામો કરવામાં મસગુલ થાઊં. તાહરા મુદઈઓનાં માથાંઓનો ઉપર માહરા પગની પેંજાર મુકીને તેઓને આજેજ કરૂં. તે પાક દાદાર હોરમજની ખાહેસ અને બખસેસથી આએ માહરાં મહોડાંનો રંગ રૂપ અને આકાર ખુદ તાહરા પોતાના ચહેરાની મીસાલનોછે. હવે માહરી દુવા એજછે કે તાહરા જેવુંજ કઉવત અને હીમત માહરા બદનમાં આવે. એહેવું સાંભલતાં સામપહેલવાને તે ઉધરતા જુવાનનો હાથ પકડેઓ અને પોતાની ગોદમાં દાબીને તેહેનાં કપાલ તથા આંખોની ઉપર બોસા લીધા. એ પછે સઘલા જણાઓ ખુસી ખુસાલીના ખાણા પીણામાં મસગુલ થયા. આખા મુલકમાં એક મહીના તલગ નાચ રંગ રાગ અને રામસની ચાલુ રહી હતી. મીજલસની વખતે જમની બાજુપર જાલેજર તથા ડાબી બાજુપર રૂસતમ અને વચમાં સામ પહેલવાન બેસતો હતો, જેનાં માથા ઉપરના તાજમાં "હોમાએ"* નામનાં પખસીનાં પેરો ખોસેલાં હતાં. સામપહેલવાન પોતાની

---

*એહવી રીતે તાજમાં "હોમાએ" નામનાં એક નાંમીચાં પંખીનાં પીછો ખોસવાની ચાલ ઇરાંનના પાદશાહોમાં હતી બલકે આજ સુધીછે. તે વાશેનો એશારો જણાવતાં મી૰ મોરીઅર (Morier) નામનો યુરોપીઅન ગરંથકાર જણાવેછે કે—

"The king was one blaze of jewels, which literally dazzeled the sight on first looking at him. A lofty tiara of three elevations was on his head which shape appears to have been long peculiar –

નજર હરદમ રૂસતમ ઉપરજ રાખતો હતો અને પરવરદીગારની બખસે-
સથી ઘણો અજબ થતો હતો.

બાજુ ને યાલ અને પીઠ અને સાખ,*
કમર જેમકે કલમ ને સીનો ફરાખ.
તંગરી તેહની એ જાણે મસત ઊંઠની રાન,
સીંહ જેવું દીલ ને વાઘ પેરે બલવાન.

પછે તેણે જાલેજરની સાથે એમ વાત કીધી કે અગરજો આપણે
આપણી ગઈ સો પેઢીના લોકોને યાદ કરીએ તોબી આપણને એકબી દા-
ખલો એહેવો નહીં મલસે કે માયના પેટમાં બાલકનું કદ અતીઘણું મહોટું
થઈ પડીયાને લીધે, તે માતાનું પેટ અથવા પીરૂ ચીરીને તેના બાલકને બા-
હેર કાઢવાની ફરજ પડી હતી.† હજારો હજાર આફરીન પેલા સીમુરગ ના-

– to the crown of the great king. Several black feathers, like the heron-plume, were intermixed with the splendid aigretter of this truly imperial diadem, whose bending points were furnished with pear-formed pearls of immense size."

* "સાખ" નો અરથ અતરે તંન–બદંન– કદનો જાણવો.

† ઇઆને સામે પોતાના દીકરા જાલને કહીઊં કે અગર જો આ-
પરી આગમચ થઈ ગએલા વડવાઓની એક સો પેહડી તલકનાં લો-
કોની તવારીખની સોધ કરીએ તોબી, એહવું નહી જણાસે કે માએના
પેટમાંથી કોઈ બચાંને પીરૂ વાટે બાહેર ખેંચી કાહાડવો પડીઓ હોએ,
પણ માંતર રૂસતમનાજ જનમની વખતે એહવો અસાધારણ બનાવ
બનેઓછે.

હાલના ઇઅરોપીઅન તબીબો જે એ બાબે ખોલાસો લખેછે તેબી
હમારા વાંચનારાઓને અગતનો જણાશે એવું વીચારી અસલ ફકરા નીચે
ટાંકેઆછે. હાલના તબીબો જો એમ સમજાવા માંગે કે પેટ ચીરીને બા-
લકને પેટમાંથી બાહેર કાહડવાનો હુનર આગલા જમાનાંના લોકોને ખ-
બર નહી હતો તો તેવું તેઓનુ બોલવું ઉપર કહેલા રૂસતમના દાખલાથી
સદંનતર ગલત ઠડશે.

ઇઅરોપીઅન વઈદાના વાહાડ કાપના હુનરના એક નામીચા પુસત-
કમાં નીચે જણાવીઆ મુજબનાં સખુનો પરગટ કરેઆમાં આવેલા છે.— –

મના હકીમ ઉપર કે તેહેની ભલી તદબીરથી, આ આપણો બેટો સલામતી સાથે અવતરવા પામેઓછે. વલી તે પાક ઈજદાંજ તે હકીમનો ખરો રાહ-

---

– *Cæsarian Section.*—An operation in surgery which comprises the dangerous and difficult task of cutting through the abdomen of the mother, opening the womb, and extracting the child from its enclosure without undergoing the natural process of parturition or birth. The causes which have led to this unnatural and dangerous mode of delivery are somewhat numerous; such as the sudden death of the mother, either prior to, or at the moment of being seized with labour pains; great physical exhaustion; superfœtation (see womb) or malformation of either mother or child. The operation consists in making a perpendicular lateral incision through the abdomen, with a shorter transverse, cut, and then reflecting the triangular flap obtained, opening the side of the womb, removing the child, tying the navel, and, after taking away all the secondaries, closing both apertures by a few interrupted sutures, and treating the patient as occassion demands.

Though this operation has been frequently performed, it has seldom been effected with perfect success as regards the life of both mother and child, the infant living, but the mother generally dying. There are three conditions in which it is only proper to perform the Cæsarian section:—when the child is alive, and the mother dead; when the child is dead, and can not be expelled in the natural way, from the unnatural smallness of the passage; and when both parent and infant are alive, but, from the size of the infant or the malformation of the mother, there is no chance of the child being expelled in the natural manner. Besides these, however, there are other causes that might demand the operation, for which see pregnancy, labour. As a general rule it should be regarded as bad practice to perform so capital and dangerous operation during the life of the mother, or to place the welfare of the parent in jeopardy for the probability of saving an infant that may be mis-shapen, and die in the cradle."

વલી અસલી ઈરાની લોકો પછે, એ તથા વાહડ કપડાના બીજા હુનર અસલી "જુઉ" અથવા યેહાઉદી લોકોના વીદવાનોનેબી ખબર હતા તે વીશે ડાકટર "હીરાજી"એ બનાવેલા પુસતકમાં એમ લખુંછે કે.—

નુમા થયો હસે વાસતે તે સાહેબની મહેરબાનીની સોકર ગુજારીમાં હાલ આપણે એક નવી મીજલસ મેલવીને શરાબ નોસ કરીએ અને રંગ રાગ મચાવીએ તો બહુ ઠીક પડસે.

---

– Under the protection and patronage of the Ptolemies a considerable number of Jews, who had taken refuge in Alexandria and other parts of Egypt, were not inferior to other nations either in medicine or the sciences. Amputation of limbs, escision of turmours, and other difficult surgical operations were performed by them. Mention is made in the Talmud of artificial teeth—"a tooth that was put in," "a tooth covered with gold so as to stop and hide the decay." The operation in midwifery called the Cæsarian section, or hysterotomy, which consists in opening the parieties of the abdomen, and womb to extract the child alive, was performed by the Jews. The following passage occurs in one of their most ancient books called the Mishna.—"In the case of twins, neither the first child, which shall be brought into the world by the cut into the abdomen, nor the second, can receive the rights of primogeniture either as regards the office of priest or succession to property." The success of the operation in saving the life of the child must have been great, for a law had been passed by Numa Pompilius, king of Rome, "forbidding the body of any female, far advanced in pregnancy to be burnt until the operation had been performed." The following passage from Nidda, an appendix to the Talmud of the Jews, shows that the operation was also performed on the living mother:—"It is not necessary for women to observe the days of purification after the removal of the child through the parieties of the abdomen." The use of narcotics in surgery was long known to the Jews, in proof of which we find in the Talmud the following passage—"They gave him to drink a potion which cast him into a profound sleep, so that they were enabled to perform the operation of gastrotomy."

વલી એજ વીશે ઇઆને જેમ રૂસતમને તેની માએનુ પેટ ચીરીને બાહેર કાહાડ્યો હતો, તેમજ "જુલીઅસ શીજર" નામના ઇઉનાની સરદાર અથવા રાજાનેબી તેની માએનુ પેટ ચીરીને બાહેર કાહાડ્યો હતો તે વીશે "બરાંડ" નામનો ગરંથકાર એમ લખેછે કે.— –

આવ તું કે પીઇએ એજ ખુસાલીમાં,
રંગીન ને નીરમલ શરાબનાં પીયાલાં.
દુર કરીએ દારૂ પી જીવનો કુલ ગમ,
કે જીંદગી છે તરણ પાંચ દીવસોનોજ દમ.
એક જન વસી ઉધરીને થાયછે બુઢો,
બીજો આવી લેછ જગમાં જનમ નવો.
એમ કહી લીધી હાથોમાં શરાબની જામ,
હસી બોલી પીને મસત બનેઆ તમામ.

એ મુજબ શરાબની જામો ઉપરા સાપરી ઉઠાવતાં પેલો મેહરાબ પાદશાહ તે રૂસતમનો મમાવો એવો તો છાકટો થાએઓ કે, ખુદ પોતાનેજ તે સઉથી મોટો અને સઉથી વધારે ભાગ્યેગશાલી સમજીને, આખી મીજલસમાં તે પોતાની વખાંણુ ગાવા મંડી ગીઓ હતો. શરાબની કેફમાં તે એમ બોલેઓ હતો કે, સામ પહેલવાનની કે તેનાં બેટા જાલેજરની, કે ઈરાંનનાં મીનોચહેર પાદશાહ વટીકની મહને એક રતી બરાબરની પરવા નથી. આએ સીહા રંગનો માહરો ઘોડો, આએ માહરી તેજી તલવાર, આએ માહરૂ કાબુલ શહેર, અને આએ માહરી બેટીનો બેટો બાહદુર રૂસતમ જેવો નર માહરે કીજે બસછે. રૂસતમ જેવો મરદાંને મરદ દુનીઆંમાં કોઈબી બીજો નહી હુશે, અને ફરતા આકાશ જેવાનીબી તાકાત નથી કે તેનાં સરની ઉપર કંઈબી રીતનાં માંઠા બનાવનો શાએઓ નાંખી શકે. એ બેટાની કુમકથી, માહરા અસલી નેઆગાન જોહાક પાદશાહની રાહરસમ હું આ દુનીઆંમાં પાછી ચાલુ કરશ, અને શુકી ખાક જેવી નજીવી ચીજનેબી એ બેટાના પુનપરતાબથી શુગંદી કસતુરીનાં જેવી કીમતી બનાવી દેખાડશ. હવે પછે માહરૂ લશકર જમાવ કરશ અને તેજી હથીઆરોની મદદથી, આસપાસના મુલકોને સહેલથી આજેજ કરી માહરા તાબામાં લેવશ. દારૂની કેફની બાહરમાં મહેરાબ પાદશાહને મોહડેથી એ મુજબની ડફાંસની વાતો સાંભલીને આખી મીજલસમાં ખુબ હસાહસ થઈ હતી

* – "Cæsarian operation.—The extraction of the child from the womb by an operation. Julius Cæsar is said to have been thus brought into the world."

અને સામે તથા જાલેજરે તેવી મસત હાલતમાં તેને સંભાલી લીધો હતો એ પછે કેટલીએક મુદત રહીને, સામ પહેલવાન પાછો પોતા અસતકનાં મુલક તરફ રવાના થાએઓ, તેને મુકવા શારૂ જાલેજર તથા રૂસતમ અને બીજા સરદારો તેની સાથે કેટલીએક મંજલ તલક ગીઆ.

તે જોઈ ફીધી સામે આંખ આંસુથી પુર,
ખુધાપાથી થાએઆતા બાલ જેમ કપુર.

ફીધો તો આએ ફરતા સુરજે બુલંદ,
ચહેરા તેનાં બદનનો ફુલ જરદ રંગ.

પછે કહીઉં જાલને કે એ પેઆરા પુત,
નો રાખતો તે ઈઅજદાંની ઇઆદ બીન તું સુખ.

દીલ રાખજે પાદશાહનાંજ ફરમાંન ઉપર,
અકલ કરતાં ગણજે તું જરને કમતર.

સદા રાખજે હાત તાહરા બદીથી દુર,
સોધતો રહેજે હમેશાં ઇઅજદાંનુજ નુર.

જાણજે કે કોઇના નહી થાસે આએ જેહાંન,
એકજ રાખજે જાહેર ને બાતેનમાં ધેઆંન.

અમલ કરજે એજ માહરી નસીહત મુજબ,
રાસતી સીવા નો ચાલતો તું એકબી ડગ.

આઇઉંચ માહરા દીલમાં હાલ એવું ગુમાંન,
કે રહીઉંચ માહરી ઉમરનુ ટુક જીવત દાંન.

ઉભાં રાખેઆં સનમુખ તે બંધે ફરજંદ,
ને કહીઉં કે નો ભુલતા આએ માહરી પંદ.

ચાલેઓ સામ તાંહાંથી ખુદ બાખતર તરફ,
જબાં વાતથી ગરમ—દીલમાં મહેર અજબ.

ગીઆં તેની સાથે તે બેઉ ફરજંદો—
મુખ આંસુથી પુર,– ને હઇઆંમાં પંદો.

તરણ મંજલ તક જઇને તે ફરેઆ પાછા,
ચાલેઓ સામ પોતે ખુદ પરદેશાની રાહા.

જાલેજર ને સરદાર ને લસકર તમાંમ,
પાછા ફરેઆ તાંહાંથી ખુદ સીસતાંનને ગામ.
સહીં દીલતાં રૂસતમ સંગ દીન અને રાત,
ખાઈ–પી–ખવાડીને રહેતા તે શાદ.

સફેદ રંગનો એક હાથી મસત થઈને, જાલેજરનાં તબી-
લાંમાંથી નાહસી ગીઓ, અને શેહરમાં મોટી ખરાબી
કરવા લાગો,–તેની પુઠે રૂસતમ દોડેઓ, અને ગુ-
રજનાં એક ફટકાથી તેની ગરદન ભાંજી મારી
નાખેઓ, તે તથા તેને લગતી બીજી
બીનાં વીશે.

એક મુબારક દીને બાગમાં બેસીને જાલેજર તથા રૂસતમ તથા બીજા ઘણાએક ખેશીઓ અને દોસતો ખાંનુ ખાતા હતા અને સશબ બાજી ચલાવતા હતા,–તથા વાજાં વજનતરોનાં આવાજથી અને ખુશ ગાએણના રાગથી અછી ગમત મચાવતા હતા. એ સમે જાલેજરે પોતાના જુવાન બેટા રૂસતમને એવો હોકમ કીધો કે, એ નેકનામ બેટા તું અતરેથી ઉઠી ઉભો થા અને આપણા ખજાંનામાંથી કેટલોએક કીમતી અસબાબ મંગાવીને, આપણી ચાકરીમાં જે જે શખસો ખરા દલેર અને વફાદાર હોએ તેવા સઘલા શખસોને પોશાકના, તથા ઘોડાના અને બીજા કીમતી ચીજોનાં ઈનામ અથવા બખશેસ આપ. એ ફરમાન મુ-જબ રૂસતમે તરતજ પુશકલ માલ ખજાંનાની તેમજ હાથી અને ઘોડાઓની ખરા લાએક શખસો ઉપર બખશેશ કીધી.* એ

* વાંચનારને કદાચ અચરતી ઉપજસે કે ખાંણાંની ટેબલ અને મીજલસ, જાંહાં સરવે કોઈ ખાઈ પીને મસત થઈ રહેઆ હતા તાંહાં લોકોને ઈનામ અને સરપાવ આપવાની અચબુચી વાત જાલજરે –

પછે આખી મીંજલસ બરખાસત થઈ અને જાલેજર તથા બીજા સઘલા સરદારો પોત પોતાને મકાંને ગીઆ. અસલ રીત પરમાણે જાલેજરે ખાબ કીધો હતો, પણ એ દીને રૂસતમનાં મગજને દારૂની ઘણી કેફ લાગી હતી, તેથી જોશમાંને જોશમાંજ પોતાનાં બીછાંનાં તરફ જઇને શુતો હતો, તેવામાજ બાહેરના રસતા તરફ મોટો ગભરાટ થતો તેણે સાંભલેઓ. એ વીશેની પુછપરછ તરતજ રૂસતમે પોતાના બીછાંનાં ઉપરથી ઉઠીને કીધી તેઆરે તેને માલમ પડીઉ કે જાલેજરની સવારીનો સપેદ રંગનો એક હાથી ઘેલો થઇને પોતાની શાંકલ તોડી નાંખીને તબીલામાંથી બાહેર નાહશી ગોઓછે તેથી રસતામાં લોકોના જાંન—માલની મોટી ખરાબી કરેછે. સઘલા મોહલા અને બજારમાં નાહસ-ભાગ પડીછે, અને લોકોને થાએલાં નુકસાનથી ભારી અફસોસનાં પોકારો ચો તરફ ઉઠીઆછે. એવા સખુનો સાંભલતાંજ રૂસતમ ઉડતા પવનની મીસાલે જહડપથી તઇઆર થાએઓ અને પોતાના હાતમાં પોતાના બાપનો ગુરજ લઇને પેલા હથીના રસતા તરફ જવા લાગો. પણ મેહેલના અને કીલલાનાં દરવાજાની બાહેર જતાં તેને જાલેજરનાં ચોકીબાંનોએ અટકાવેઓ, અને જાલેજરનો હોકમ લીધા વગર તેને જવાની મનાઈ કીધી. તે ચોકીબાંનો સમજ પારીને તથા ફરીઆદ કરીને રૂસતમને એમ કેહવા લાગા કે આજની રાત અતો ઘણી અંધારી છે, અને પેલો હાથી ઘેલો થઇને નાહશી ગએલોછે વાસતે સરવે કોઇએ પોતાનાં જાનની

---

– પોતાના દીકરાને કેમ કહી હોએ, અને તે ઇનામ અને સરપાવ કેમ અપાએઆ હોએ. પણ એહનો ખોલાસો એ છે કે એ લતા તરફનાં લોકોમાં એહવી ચાલ હતી, કે જો કોઇ સુબા ઇઆ સરદારને તાંહાં, કંઈ ખુશી ખુરાલી ભરેલો બનાવ અથવા તીરથ બને તો, તે સરદારનાં માંણસો અને તાબેદારોથી, કંઈબી બખશેરા કે ઇનામ તેજ વખતે અથવા કોઇ બીજા નવતરા વખતે મંગાઈ સકાએ નહી, પણ જેઆરે ખાંણાં-પીણાં અને રંગ-રાગોની મીજલસ થાએ અને તે સરદારનુ દીલ જેઆરે શરાબની લેહેર અને મજેહમાં ગીરફતાર થાએ તેઆરેજ એહવી ચીજો માંગવાનો અને આપવા-લેવાનો રેવાજ અને રવઇઓ હતો.

ધાસતી ખાઇને તેનીથી દુર રેહવુ જોઇએછે. એવું સાંભલતાંજ રૂસતમ પેલા ચોકીબાંનોને મારીને આગલ ચાલેઓ એટલે બીજાં કોઈબી માણસો તેને અટકાવી રાખવાની હીમત કરી શકેઆં નહી. મેહલના તથા કીલ-લાના જે દરવાજા બંધ હતા તે તેણે તરતજ ભાંજી નાંખેઆ અને બેદે-હશત આગલ વધેઓ ગીઓ. એવામાં એક જોશ ભરેઆ પાહડની મીસાલેનુ પરાંણી કુંફારાદાર દમ મારતું પોતાની તરફ આવતું જોઈઉ, કે જેનાં જોશાથી જમીન વટીક ગોઆ ધ્રુજતી હતી. પણ રૂસતમતો તરતજ નર સહીંની મીશાલે બરાડ મારીને પુર દલેરોથી તે હાથોની સામને ગીઓ. તેને જોતાંજ પેલા હાથીએ પોતાની શુન ઊંચી કરીને, રૂસ-તમને ઉઠાવી લઈને જમીન ઉપર પાછું પટકવાને ચાહીઉં. પણ રૂસ-તમે તરતજ પોતાના હાતમાંનાં ગુરજથી એક ફટકો તે હથીના મગજમાં એવી જહડફથી અને એવાં જોરથી મારેઓ કે તે હાથી ચકરી ખાઇને જ-મીન ઉપર પડેઓ અને બેજાંન થાએઓ. એ કામ બજાવતાંજ તે તાંહાંથી પાછો પોતાના મેહલ તરફ આવેઓ. અને જાંહાં શુધી બામદાદને વખત રોશન શુરીઅનુ ઉગવું થઈઉ તાંહાં તલક ખુશ ખા-બમાં શુઈ રહેઓ હતો. પેલા હાથી વીશેની સઘલી હકીકત જેઆરે જાલેજરના જાણવામાં આવી, તેઆરે તે સંકેડો રીતનાં અફસોસ કરીને પોતના બાહદુર અને લડાએક હાથીના મારેઆ ગીઆનો ગમ ખાવા લાગો અને બોલવા લાગો કે એક જોશ ભરેલા દરીઆઈ મોજાની મી-સાલનુ તે હાથીમાં કઉવત હતું, અને પુશકલ લડાઈઓમાં તેણે દુશમ-નોની સફ ઉપર ધસારા કરીને તેઓની સફને એક પલમાં પરાગંદા કરી નાંખતો હતો. પણ એ જેવા હાથીનેબી ગુરજના એકજ ફટકાથી રૂસતમે બેજાંન કીધોછે તેથી એ બોટાનુ કઉવત ગોઆ મસત હાથીના કઉવતથીબી સરસ ઠહીઉંછે. તેજ વખત તેણે રૂસતમને પોતાની પાસ તેરી મંગાવેઓ અને દીલની પુર મોહબતથી તેને ગોદમાં દાબોને તેનાં ચેહરા તથા હાત પગો ઉપર બોસા લીધા, અને તેને કહીઉ કે એ બેટા આ મુજબના તાહરાં કામથીતો ખોલલી રીતે એવુંજ દીસેછે કે, આએ દુનિઆંમાં ખરી બાહાદુરી અને ખરી મરદીનાં જોરમાં તાહરો કોઈ બીજો

જોરીઓજ નથી! પણ હવે પછે તાહારે લાએકની મોટી લડાઈઓનો અસબાબ અને હથીઆરો તઈઆર થાએ તેની આગમચ એક કામ હું તુને સોંપું છેઊ તે તું કર. એ કામ તે આપરા એક "નરીમાન" નામના નેઆગાનનાં ખુનનો કીનો "સપંદ" નામના બુલંદ પાહડ ઉપર વશનારા એક મુદઈ ઉપર લેવોછે, તે કીનો લેવા તું સઘલો ઘટતો સરઅંજામ તઈઆર કર.* " એ નામદાર બેટા રૂસતમ તે "સપંદ"

---

* એહનું સમજવું એમ કે "નરીમાન" નામનો જાલેજરનો બપાવો "શપંદ" નામના પાહાડ ઉપરના શેહેરમાં વસનાર ટોલાંના લોકો સાથે લડાઈ કરવા ગીઓ હતો, પણ તે શેહેર અને તેનો કીલલો ઘણોજ મજબુત હતો તેથી લાંબી મુદત મુધી તે પછવાડે કોશેસ કીધા બાદ એક દીન, એક પથરના પડવાથી "નરીમાન" મારીઓ ગીઓ હતો, તેનો કીનો સામ પેહલવાન નામનો તેનો એક બેટો લેવા ગીઓ હતો, તબી નીસફલ થઈ પાછો ફરેઓ હતો,—તેથી જાલ પોતાના બેટાને કહીઊ કે તાહરી બાધુરીની અને જોરની વાત દુનીઆંનાં લોકોમાં ફેલાએ અને લોકો જાણીતા થાએ તેની આગમચ હરસેથી મજકુર શેહેર તરફ ફરેબથી જઈને લડાઈ કરી કીનો લે, એટલે તે બની સકશે.

એ જગાનું નામ ફીરદોસીએ તેમજ બીજા ફારસી ગરંથકારોએ "કુહે સપંદ" કરી જણાવુંછે, પણ બાજે લખનારાઓ "કલએ સપીદ" ઈઆને સપેદ પથરનો કીલલો કરી લખી ગીઆછે. સર જાન મલકમ (Sir J. Malcolm) નામનો નામીચો તવારીખ કરતા એ જગાનાં બેઆંનામાં લખેછે કે:—

"મીનોચેહરના જમાનામાં સઉથી ભારી કામ જે રૂસતમે કીધું હતું તે એ હતું કે, "ફારસ" ના પરગણામાં "કલએ સફીદ" નામનો એક પાહાડી કીલલો હતો, તે રૂસતમે જીહીતી લીધો હતો. હાલના "શીરાજ" નામના શેહરની વાવીઅ દરા તરફ આસરે ૭૬ માઇલની વેગલાઈ પર એ કીલલો એક ઘણીજ ઉચી ટેકડી ઉપર આવેલોછે. આકારમાં એ કીલલો સંચોરસ છે, પણ તે, પોહલાઇ કરતાં લંબાઈમાં જરા વધારે છે. એ કીલલાની જગામાં ઘણાએક પાંણીના જહરાછે, તેથી લીલોતરીથી પુરાકલછે. એ કીલલાની ઊંચાઈ લગભગ તરણ માઇલ છે, અને ઉપર –

પાહાડનું મથાલું છેક આકાશ તલક ઊચું ગએલું છે, અને જાંહાં

– ચહડવાનો રસતો અતીસે બીકટછે. આગલા જમાનાની લડાઈની રીત મુજબ એવો કીલલો રૂસતમ અને બીજા સરદારોથી લડાઈના બલથી સવાઈ નહીં શકાએઓ હોએ તેમાં કંઈબી અજબ જેવું નથી. સેવટે નીમખના વેપારીનો ઢાંગ કરીને ફરેબથી રૂસતમ એ કીલલામાં ગુહુસવાને અને મોહોટો ખજાનો હાત કરવાને ફાવેઓ હતો."

ઇસવી સને ૧૮૧૦ ના સાલમાં લફતનંદ "મેકડાનલદ" (Lieutenant McDonald) નામનો અંગરેજ મુસાફર એ કીલલા તરફ ગીઓ હતો અને તેની સતા ઉપરથી "મલકંમે" કેટલુંક બેઆંન કીધુંછે તેનો અસલ ફકરો આ મુજબનોછેઃ—

"White Fort is situated about 76 miles North-West of Shiraz on a high hill, that is almost perpendicular on every side; defended by a line of large stones ranged in regular order around the edges of the precepice for the purpose of rolling down and sweeping along an enemy."

હવે આએ વાત શું હમારા વાંચનારાઓને, ફીરદોસીના લખાંણની સચાઈ અને પરમાંણીકપણાં વીસે અચરતીમાં નહીં નાખસે, કે જે કીલલાનું બેઆંન ગીઆં ૧૦૦૦) એક હજાર વરસોની વાત પર, પારસી સોકોની તવારીખના ઘણાજ કદીમ જમામાના લેખના આધારથી, તેણે પોતાના માહાભારત પુસતકમાં કીધું હતું, તે આએ જમાનાના કાબેલ ઇઓરોપીઅન મુસાફરો પોતાની ખુદ આંખોથી જોઈ તપાશી પુરવાર કરી આપે છે, એટલુંજ નહીં, પણ તાંહાંની લડાઈની રીત રસમબી અસલ મુજબનીજ સાબેત થાએછે. નરીમાન પેહલવાન જે એ કીલલા પરના પથરના મારાથી મરણ પાંમેઓ હતો, એહવું જે ઉપલા બેતોમાં હમોએ ફીરદોસીના લખાંણ ઉપરથી જણાવીઊંછે, તે કંઇજ નહીં પણ ખરેખરી હકીકત સાબેત થાએછે. એહવી બારીક બાબતો વીસેની સચાઈ પુરવાર થએઆ છતાં, કેટલાક હુલર અને કોતાહ સમજના લખનારાઓ બાજી વખત ફીરદોશીના લખાંણની સચાઈ ઉપર શકમંદ થાએછે, તે બીલકુલ પસંદ કરવા જોગ નથી. આપરી તરફથી ઓર આપરા પોતાના અનજાંણપણાં અને અધુરી ખબર રાખવા ઉપર અફસોસ કરી વધારે ધીરજ –

"ઓકાબ* નામનુ મોટું પખશી વઠીક ઉડવાની શકતી ધરાવતું નથી. એ પાહાડના મથાલાં ઉપર જઈ પોહચતાં ચેઆર ફ્રરસંગો થાએછે, અને વલી એ કીલાની પોહલાઈ તથા લંબાઈબી લગભગ ચેઆર ફ્રરસંગોછે† એ પા-

– અને ચોકસાઈ ભરેલી તપાસ કરવી જોઇએછે, અને હમો ખાતરીથી કહીએછે કે આજના જમાનામાં, જેહવી તપાસ કરવી જોઇએછે, તેહવી તપાસ જો પુરાકલ મેહનત અને ખરચથી, ઈરાનના દરએક ભાગ અને ખુણાં ખંટોલાં તરફ કરેઆમાં આવે તો, ફીરદોસીના લખાંણનો દરએક ફકરો તારીક લાએક સચાઇ ભરેલો સાબીત થએઆ વીના રેહે નહીં.

ઉપર કહેઆ જેવા કીલલા અને પથરના મારાની લડાઈની શાહદત વીસે બીજા ઇઓરોપીઅન ગરંથ કારો લખી ગીઆછે તે ઉપરાંત "જેનોફ્રન" (Xenophon) નામના એક ઇઉનાની નામીચા ગરંથકારે પાદશાહ કેખશ-રૂના એહવાલનું બેઆંણ લખુંછે તેમાં તે જણાવેછે કે,–"ટાઓચીઅંનસ" ના મુલક મધેનો કીલલો, જેઆરે પાદશાહ કેખશરૂએ જીહીતી લીધો હતો, તેઆરે તાંહાંના રેહેવાસીઓ પાસેના પથરા જેઆરે સઘલા ખપી રહેઆ, તેઆરે ઓરતોએ પોતાના હાતમાંનાં નાંધલા બાલકો વઠીક છુટાં મારેઆં હતાં, તથા સેવટે તે ઓરતો અને મરદોબી કીલલા પરથી કુદી કુદીને મારતાં અને મરણ પાંમતાં હતાં. એ ચીજ તે ખરી દેશહીતકારી અને ખરી બાહદુરી ગણાએછે!

"In the expidition of Cyrus, Xenophon has described a similar place in the country of the Taochians, where after the beseized had expended all their stones and the citadal was in the act of being stormed, the women first threw their children down the precipice and then themselves: the men did the same."

* "ઓકાબ" એટલે કાલા રંગના પીછનો ખલીર પખશી અથવા ગરૂડ પખશી જે ઘણી ઊંચાઈ ઉપર ઉડવાની શકતી ધરાવેછે તે.

† "ફ્રરસંગ" એટલે એક ફ્રરસંગની લંબાઇ કેઆંની પાદશાહોના વખ-તમાં ૩) તરણ માઇલની ગણાતી હતી પણ પાછલા પાદશાહોના વખતમાં સેહજ ફેરફાર થઇગએ હતું. એ વીસે મીઃ "અબોસલી આગલા ગરંથકારોની સતા ઉપરથી જણાવી ગીઓછે કેઃ—

" Farsang or Parasang, in the time of the Caianians, or Second Dynasty of Persian sovereigns, contained, according to ancient –

હાડ ઉપર સઘલી રૂતુઓમાં હલીઆરી ખીલેલી રહેછે, તથા તાંહાં પાંણીના જાહરા તેમજ જર ખજાનોબી પુશકલછે. વલી માણસ જાતની પુશકલ વસતીની સાથે તરેહવાર જાતના જાનવરો અને ઝાહાડ પાનોબીછે. એ કીલલાની અંદરની જમીનના જેવી ગુલજાર અને તરોતાજગી ભરેલી જમીન બીજી કોઈબી જગોએ નહી હશે. તમામ જાતના એલમ હુનરના કામો અને તમામ કીસમનાં ફુલ ફુલના ઝાહાડો તે પરવરદેગારની કરાંમતે તાંહાં આઈતાં પેદા કીધેલાંછે, અને એ પાહડી શાહેરનો માંતર એકજ દરવાજો રાખેઆમાં આવેલોછે. આપણો મોટો દાદો* "નરીમાંન" ઘણોજ લડાએક અને દલેર હતો, અને નામદાર ફરેદુન પાદશાહના હોકમથી તે શાહેરના રાજા સાથે તે લડવા ગીઓ હતો. ઘણા વરશો તલક તેણે તાંહાં લડાઈ ચાલુ રાખી હતી, પણ દુશમન લોકો કીલલાના દરવાજા બંધ કરીને ભરાઈ રહેતા હતા અને કોઈનીબી પરવા કરતા નહી હતા. એક દીન નરીમાન પોતે લશકરની હરોલમાં નીકલીને તે કીલલો જીહીતી લેવા સારૂ તે પાહડની ઉપર ધસેઓ ચહડી જતો હતો, તેવામાં એક મોટો પથર તેની ઉપર ગગડતો આવેઓ અને તેને તાંહાંજ કચડી નાંખેઓ હતો. એ ઉપરથી ઈરાંની લશકર તદનજ બીન સરદારનુ થઈ પડીઊં હતું, તેથી તે કીલલા આગલની લડાઈ પડતી મેલીને પાછા ઈરાંનની સરહદ તરફ પાદશાહ ફરેદુનની આગલ ગીઆ હતા. નરીમાનના એ મુજબનાં મોહતની ખબર જેઆરે તેના બેટા "સામ" પહેલવાનને થઈ તેઆરે તેને મોટો ગમ અને અફસોસ ઉપજેઓ હતો, અને એક હફતા તલક તેનો સોગ રાખઆ બાદ તે નામદારે એક લશકર તઈઆર કીધું હતું અને તે પાહડી મુલકવારાઓની સાથે લડવા ગીઓ હતો. ઘણાંએક વરશો તલક એ

---

– writers, three miles of twelve thousand feet. According to Malek Shahi, the farasang of Khnuarezm consisted of about fifteen thousand yards. In Azerbaijan, Armenia, and the neighbouring provinces it contained only twelve thousand yards" &c. &c.

* "દાદો" એટલે મોટા બાવા, એક ખાંનદાનનો સઉથી વડો પુરશ. "A paternal grand-father."

પહેલવાને કોશેશો કરી હતી પણ તેમાં તે ફાવેઓ નહી હતો અને આજ તલક તે કીનો લેવાનુ કામ બાકી રહી ગીઉછે. તે શાહેરના રાજાના લશક્રનાં કે બીજાં કઉવત કરતાંને તે શાહેરનો કીલ્લોજ અતીઘણો મજબુતછે, તથા તે કીલલા ઉપર જવાની રાહ અતીઘણી બીકટ છે. પણ હવેતો તાહરો વખ્ત આવેઓછે અને કદાચ એ ફતેહ મેલવવાનુ કામ તાહુરા નસીબમાં હશે, વાસતે હરએક જાતના હીલા—મકર અને ફંદ ફરેબથીબી તે શાહેરમાં દાખલ થવાઈ સકાએ તેવું કર.

" ખુશી સંગ તું લે તારી સાથ એક પંજાર,
કે પાંમી નહીં જાએ તુને તાંહાં ચોકીદાર.

જા તું તે "સપંદ" નાં પાહડની ઉપર—
ઉખેડ તે બદજાતની ખુન પીખ ને જર.

કે હજી નથી જાંણતુ કોઈબી તાહરૂં નાંમ,
બર આવસે તેથીજ એ ઉમેદ તમામ.

દીધો તેઆરે રૂસતમે એહવો જવાબ,
કે બજાવસ તાહરૂં એ ફરમાન શેતાબ.

સોધસ એ દુખનો હું લાએક એલાજ,
કરસ ખુરા મુદઈને જડથી તારાજ.

બોલીઓ તેઆરે જાલ એ બેટા નોજુવાંન,
આપ માહરા સખુંન પર તું તાહરા કાંન.

પેહર તાહરા તંનમાં તું એહવો સંગાર,
કે દેખાએ તું ડોલમાં ઊંટનો હાંકનાર.

મંગાવ જંગલમાંથી ઊંટની કટાર—
ઉભી કર તું તેની એક ભારી પંજાર.

બાંધ તે પર નીમખનાંજ બોજા તું બસ,
એહવું કર કે તુને નહીં જાએ કોઈ શખસ.

શેહરછે તે તરફ નીમખનીજ આછત—<br>
એથી વધુ નથી કોઈ બીજની કીમત.

જાસે જેઆરે તાંહાંના લોક નીમખ તું પાસ,<br>
દોડતા આવસે લેવા તે કુલ આમ ને ખાસ.*

---

* એ મુજબ ઉંડોની એક મોટી વંજાર છુપી રીતે ઉભી કીધી અને તે ઉપર નીમખનાં પુરાકલ કોથરા અને બોજા લાવેઆ—અને તે દરએક કોથરામાં લડાઈનાં તરેહવાર હથીઆરોની તદબીરથી ગોઠવેઆં—તથા પોતાની સાથે પોતાનાજ મળતીઆ ઘણાંજ ચુંનનદા અને લડાએક શખસોને તે ઉંડોના ચરવાદારો તથા બોજ ઉંચકનારા અને બેગારીઓ તરીકે લીધા અને તેઓનાં પોશાકની હેઠલબી હથીઆરો ભીરાવેઆં,—તે બાદ તે કીલલા આગલ જઈ તરેહવાર ફંદ-ફરેબ અને તદબીરથી તેમાં દાખલ થએઓ અને તમામ તાંહાંનાં લશકરને અને સરદારને રાતની વખતે તારાજ કરી—તે શેહરને પાએમાલ કીધું અને પોતાના નેઆગાન "નરીમાંન"નો કીનો લીધો—તથા પુરાકલ ખજાંનો તાંહાંથી લુટીને જાબુલમાં લાવેઓ. એ સઘલી બીનાંનાં, તથા તે બાદ, જાલ અને સામ સાથે જે જે કાગલ પતરોના સંદેસા ચાલેઆ હતા તે બીનાંના બેતો આગતના નહીં ધારીને પડતા મુંકેઆછે.

